जैन साहित्य संशोधक ग्रंथमाला

अध्यापक कॉवल लिखित

# प्राकृत व्याकरण—संक्षिप्त परिचय

संपादक

मुनि जिनविजयजी

एम् आर ए एस

(आचार्य-गुजरात पुरातत्त्व मन्दिर—अमदाबाद)

( जैन साहित्य संशोधक—खण्ड २, अंक [illegible]-परिशिष्ट )

प्रकाशक

जैन साहित्य संशोधक कार्यालय

भारत जैन विद्यालय-पूना शहर.

# निवेदन

આ પ્રાકૃત વ્યાકરણુ સંક્ષિપ્ત-પરિચય, કેમ્બ્રીજ યુનિવર્સિટીના એક વખતના સંસ્કૃતના અધ્યાપક અને એડીનબર્ગ યુનિવર્સિટીના ઑનરરી એલ્‌એલ્ ડી શ્રી ઈ બી. કૉવેલે લખેલા A SHORT INTRODUCTION TO THE ORDINARY PRAKARIT OF THE SANSKRIT DRAMAS નામના નિબંધનો અવિકલ ગુજરાતી અનુવાદ છે જેમને સંસ્કૃત ભાષાનો સાધારણુ અભ્યાસ હોય અને જેઓ પ્રાકૃત ભાષાનો ટુંક પરિચય કરવા માગતા હોય તેમને આ નિબંધ ઘણો મદદ કર્તા થઈ પડે એવો જણાયાથી, આ રૂપમા પ્રકટ કરવામા આવે છે આ નિબંધ મૂળ સન્ ૧૮૫૪ મા મજકુર પ્રોફેસરે वररुचिकृत प्राकृत प्रकाश ની જ્યારે પ્રથમ આવૃત્તિ બ્હાર પાડી હતી તેની પ્રસ્તાવના રૂપે લખ્યો હતો અને પછી ૧૮૭૫ મા કેટલાક સુધારા-વધારા સાથે, લંડનની TRUBNER and Co. એ એક પુસ્તિકાના રૂપમા એને જુદો છપાવ્યો હતો એ પુસ્તિકા આજે દુર્લભ્ય હોઈ બુકસેલરો તેની ૩-૪ રૂપિઆ જેટલી કિંમત લે છે. તેથી ગુજરાતી ભાષાભિજ્ઞ વિદ્યાર્થીઓને આ નિબંધ સુલભ થઈ પડે તેવા હેતુથી આ પત્રના પરિશિષ્ટ રૂપે પ્રકટ કરવામા આવે છે. આશા છે કે સંશોધકના વાચનારાઓને તેમજ અન્ય તેવા અભ્યાસિઓને આ પ્રયાસ ઉપયોગી થઈ પડશે

જ્યેષ્ઠ પૂર્ણિમા, ૧૯૭૯ —સંપાદક

अध्यापक कॉवल लिखित

# प्राकृत व्याकरण–संक्षिप्त परिचय

ઈ. સ. પૂર્વેના સૈકાઓમાં, ભારતવર્ષમાં સંસ્કૃત ભાષામાંથી અપભ્રંશ થઈને કેટલીક ભાષાઓ (બોલીઓ) ઉત્પન્ન થઈ જેને સાધારણ રીતે પ્રાકૃત કહેવામાં આવે છે. આ ભાષાઓની શોધ ખોળનો વિષય ભાષાશાસ્ત્રીને તેમજ ઈતિહાસ લેખકને ઘણો રસ આપી શકે તેમ છે. હાલની પ્રચલિત ભાષાઓ અને મહા સંસ્કૃત વચ્ચે સંબંધ જોડી શૃંખલાનું કામ બનાવનાર આ પ્રાકૃત ભાષાઓનું (અને ખાસ કરીને 'પ્રાકૃત' નામક ભાષાનું) જ્ઞાન હાલમાં વપરાતા કેટલાક રૂપો સમજવાને ઉપયોગી છે એટલું જ નહિ, પરંતુ તેઓ ભાષાસંઘની એક ઇંડો યુરોપીઅન શાખાના ઈતિહાસમાં પ્રકાશ પાડે છે, તથા લૅટીનમાંથી ઉત્પન્ન થએલી આધુનિક ઈટાલીઅન અને ફ્રેંચ ભાષાઓ સરખાવતાં જે સ્વરમાધુર્યનું આપણને ભાન થાય છે તે માધુર્યના નિયમોના અનુપમ દ્રષ્ટાંતો પૂરા પાડે છે. તદુપરાંત બીજા ઘણા રસોત્પાદક ઐતિહાસિક પ્રશ્નો સાથે પ્રાકૃત ભાષાનો નિકટનો સંબંધ છે. સીલોનના બૌદ્ધોના તથા ભારતવર્ષના જૈનોના ધર્મપુસ્તકોની ભાષાઓ પ્રાકૃતના ભિન્ન ભિન્ન રૂપો છે, અને ખરેખર બ્રાહ્મણોની સંસ્કૃતનો વિરોધ દર્શાવીને જનસમાજના હૃદય ઉપર સચોટ અસર કરવા માટે બૌદ્ધ ગ્રંથોમાં પાલિ ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જ્યારે અલેકઝાન્ડરના આધિપત્ય તળે ગ્રીક લોકો ભારતવર્ષના સંબંધમાં આવ્યા ત્યારે પ્રાકૃત ભાષા જનસમાજમાં પ્રચલિત હશે. જેમાં ઈ. સ. પૂર્વે લગભગ ૨૫૦ વર્ષના ઍન્ટીઑકસ અને બીજા ગ્રીક રાજાઓના નામો આવે છે એવા અશોક રાજાના શિલાલેખોની ભાષા પણ એક જાતની પ્રાકૃતજ છે; તેજ પ્રમાણે બેકટ્રીયાના ગ્રીક રાજાના દ્વૈભાષિક સિક્કાઓ ઉપર પણ પ્રાકૃત ભાષા લખેલી જોવામાં આવે છે. જુના હિંદુ નાટકોમાં પણ આ ભાષાઓનો હિસ્સો ઓછો નથી. કારણ કે તેમાં મુખ્ય નાયકો સંસ્કૃતનો ઉપયોગ કરે છે, પણ સ્ત્રીઓ અને સેવકો જુદી જુદી જાતની પ્રાકૃત ભાષા વાપરે છે, જેમાંના પરસ્પર ફેરફારો બોલનારની કક્ષાપ્રમાણે, સ્વરમાધુર્યના નિયમનું અનુસરણ કરે છે.

વૈય્યાકરણો 'પ્રાકૃત' શબ્દને प्रकृतेः भवं प्राकृतं એમ જણાવી प्रकृति એટલે સંસ્કૃત સાથે સંબંધ જોડે છે. આ વિષયમાં હેમચંદ્રે નીચપ્રમાણે જણાવ્યું છે. प्रकृतिः संस्कृतं तत्र भवं तत आगतं वा प्राकृतम् । પણ મૂળ તેનો અર્થ 'સાધારણ' અગર 'અસંસ્કારી' એવો હશે, કારણ કે મહાભારતમાં એક સ્થળે બ્રાહ્મણોનો ધિક્કાર કરવો નહિ એમ જણાવી લખ્યું છે કે.—

दुर्वेदा वा सुवेदा वा प्राकृताः संस्कृतास्तथा ॥

લગભગ આધુનિક વૈય્યાકરણો 'પ્રાકૃત' નામ તળે ઘણી ભાષાઓનો સમાવેશ કરે છે, પરંતુ તેમાંની ઘણી ખરી પાછળથી થયેલા ક્ષુલ્લક રૂપાંતરો માત્ર છે. જેમ જુના વૈય્યાકરણ તેમ તેના ગ્રંથમાં થોડી પ્રાકૃત ભાષાઓ. તેજ પ્રમાણે ઘણા પુરાણા વૈય્યાકરણ વરરૂચિએ ફક્ત ચાર જ પ્રાકૃત ભાષાઓનું વિવેચન કર્યું છે, જેવી કે મહારાષ્ટ્રી, પૈશાચી,[1] માગધી, અને શૌરસેની. આમાંથી પહેલી એટલે મહારાષ્ટ્રી ભાષાને તેણે વિશેષ મહત્ત્વની ગણી છે. તથા લૅસન સાહેબે પણ પોતાના

---

[1] પૈશાચી ભાષા ખાસ ઉપયોગી છે કારણકે बृहत्कथा તે ભાષામાં લખાયલી છે.

પ્રાકૃત શબ્દમાં ऋ આવી શકતો નથી, તેથી ऋ અન્તવાળા સંસ્કૃત શબ્દોનું પછી બહુવચનનું રૂપ અકારાન્ત અથવા ઉકારાન્ત શબ્દો પ્રમાણે થાય છે.

क्लृप्त નું किलित्त થાય છે

ऐ નું ए અગર अइ ( કવચિત् इ અથવા ई ) થાય છે, જેમ કે सेन्न ( सैन्य ), वइद्ध ( वैद्य ).

औ નું ओ અગર अउ ( કવચિત उ ) થાય છે, જેમ કે कोमुई ( कौमुदी ), पउर ( पौर ), सुंदर ( सौन्दर्य ).

બાકી રહેલા સ્વરોમાંથી ए અને ओ અલ્પાક્ષર હોતા નથી, અને યથાનિયમાનુસાર હ્રસ્વ યા દીર્ઘ હોઈ શકે

પ્રાકૃતનો એક મુખ્ય નિયમ નીચે પ્રમાણે છે —

મૂળ શબ્દમાં જોડાક્ષરની પહેલા દીર્ઘ સ્વર આવ્યો હોય તો પ્રાકૃતમાં તે સ્વર હ્રસ્વ થાય છે, જેમ કે आ, ई, ऊ નું અનુક્રમે अ, इ, उ થાય છે ( ए અને ओ એમ જ રહી શકે છે ), જેમ કે मार्ग—मग्ग, दीर्घ—दिग्घ पूर्व—पुव्व તેમાં બે પેટા નિયમો નીચે પ્રમાણે છે (अ) જો પ્રાકૃતમાં પણ દીર્ઘ સ્વર રાખવામાં આવે તો જોડાક્ષરમાંથી એક વ્યંજનનો લોપ થાય છે, જેમ કે ईश्वर—ईसर અથવા इस्सर, विश्वास—वीसासो અથવા विस्सासो (ब) જોડાક્ષરની પહેલા આવેલો હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે અને એક વ્યંજનનો લોપ થાય છે, જેમ કે जिह्वा—जीहा, કેટલીકવાર જોડાક્ષરની પહેલાના इ ને उ ને બદલે ए અને ओ થાય છે, જેમ કે पिण्ड—पेण्ड, तुण्ड—तोण्ड ઘણી વાર य ની પહેલાના अ ને બદલે ए થાય છે, જેમ કે पर्यन्त—पेरन्त, सौन्दर्य—सुंदेर, आश्चर्य—अच्छेर. કેટલાક શબ્દોમાં પહેલા અક્ષરમાં उ નું अ થાય છે, જેમ કે मुकुट—मउड, पुरुष અને मास नुं અનિયમિત રૂપ पोरिस અને मस थाय છે

આ નિયમિત ફેરફારો ઉપરાંત વ્યાકરણોમાં અને પ્રાકૃત લેખોમાં, તથા ખાસ કરીને સમાસાન્તકમાં કેટલાક સ્વરોના ફેરફારો અનિયમિત રીતે થાય છે જેમ કે समृद्धि—सामिद्धि અથવા समिद्धि उत्खात—उक्खअ અથવા उक्खाअ, पटह—पडह, વિગેરે સામાસિક શબ્દો કે જેમાં વારંવાર સ્વરો હ્રસ્વ દીર્ઘ થયા કરે છે તથા કેટલાક વચ્ચેના અક્ષરો લુપ્ત કરવામાં આવે છે તેવા અનિયમિત વારંવાર જોવામાં આવે છે, જેમ કે यमुनातट—जउणअड અને जउणाअड सुकुमार—सुउमार અને सोमाल राजकुल—राअउल અને राउल વિગેરે ( સરખાવો–वर० ४, १ વેબર ભગ૦ પા૦ ૩૨, ૩૩ )

## ૨. કેવળ વ્યંજન પ્રકરણ.

(अ) સામાન્ય પ્રાકૃતમાં श् અને ष् નથી અને તેમને બદલે स् વપરાય છે न् ની પછી દંત્યાક્ષર ન આવ્યો હોય તો સામાન્ય રીતે તેનો ण् થાય છે શબ્દના આરંભમાં આવેલા य् નો ज् થાય છે સામાન્ય રીતે આટલા નિયમો અપવાદ રૂપે આવે છે [ તો પણ, નાટકોમાં કેટલીકવાર उण ( पुन ) अ (न्न) થાય છે, પરંતુ આવા ફેરફારો વરરુચિએ સ્વીકાર્યા નથી વળી, वर० २, ३२ ટી મા આવેલા શબ્દો, જે આ પુસ્તકને અંતે આપવામાં આવ્યા છે તે જુઓ ].
सु, अ એવા શબ્દો જ્યારે કેટલાક શબ્દોના આરંભમાં લગાડવામાં આવે છે ત્યારે તેવા શબ્દોનો પહેલો વ્યંજન લુપ્ત થાય છે જેમ કે आर्यपुत्र—अज्जउत्त सुकुमार—सुउमार

(ब) છેવટના म् અને न् જે અનુસ્વારના રૂપમાં પરિણત થાય છે, તે સિવાયના છેડા વ્યંજનોનો લોપ થાય છે ઘણી વાર છેવટના અનુસ્વારનો લોપ થાય છે કેટલાક નામોના અંત્ય વ્યંજનોને अ અગર आ લગાડવામાં આવે છે, જેમ કે प्रावृष्—पाउस, सरित्—सरिआ.

(क) વચમાં આવેલા ખોડા અક્ષરો—

क्, ग्, च्, ज्, त्, द्, प्, ब्, य् નો વિકલ્પે લોપ થાય છે, પરંતુ ग् અને प् નો જ્યારે લોપ ન થાય ત્યારે તેમને બદલે ઘણી વાર ह् અને व्[1] અગર ह् થાય છે. આ વી રીતે થતો લોપ ગદ્ય કરતા પદ્યમા વિશેષ જોવામા આવે છે. प्रति ઉપસર્ગને બદલે પ્રાકૃતમાં पडि લખવામાં આવે છે.

य् નો ઘણી વાર લોપ થાય છે, જેમ કે वायु—वाउ, नयन—णअण.

न् નો ण् થાય છે, અને ट् નો ड्[2] થાય છે, અને કેટલીક વાર ड् નો ल् થાય છે.

ख्, घ्, थ्, ध्, भ् એમ જ રહે છે, અગર તો તેમનો ह् થાય છે (જ્યારે थ् નો ह् ન થાય ત્યારે, અને ખાસ કરીને ગદ્યમા, ध् થાય છે ) छ्, झ्, અને ढ् મા ફેરફાર થતો નથી. ठ् નો હંમેશા ढ् થાય છે, फ् સાધારણ રીતે અવિકૃત રહે છે, અને કદાચ તેનો भ् પણ થાય (वर० ૨, ૨૬, સરખાવો લેસન સાહેબનુ વ્યાકરણ, પાન ૨૦૮ )

र ને બદલે ઘણી વાર ल् થાય છે, અને આ પ્રમાણે માગધી અને બીજી કેટલીક હલકી ભાષાઓમા નિયમિતપણે થાય છે. न, म, ल, स, ह અવિકૃત રહે છે. श અને ष् ને બદલે स् થાય છે, પરંતુ दस અને તેના ઉપરથી થતા શબ્દોમા તથા दिवस માં, स નો ह् થ.ય છે, જેમ કે एकादश—एआरह, दिवस—दिअह, તેમજ, ईदृश—एहह.

શબ્દની મધ્યમાંના ખોડા વ્યંજનોને કેટલીકવાર બેવડાવવામા આવે છે, જેમ કે एक—एक्क અથવા एअ, अशिव—असिव्व અથવા असिव ( वर० ૩, ૫૨, ૫૮ )

## ૩. જોડાક્ષર પ્રકરણ.

પ્રાકૃત ભાષાના ખાસ ફેરફારો જોડાક્ષરોમાં થાય છે. જ્યારે વધારે સંસ્કૃત જોડાક્ષરો મળી જઈને એકાદ પ્રાકૃત રૂપ સિદ્ધ થાય છે ત્યારે તે રૂપ એકાએક ઓળખી શકાતું નથી. પ્રાકૃતમાં જુદા જુદા વર્ગના બે વ્યંજનોનું જોડાણ રહી શકતુ નથી, તેથી તે વ્યંજનોમાંથી એકનો લોપ કરી, અને બીજાને બેવડાવી એક વર્ગના કરવા પડે છે. સામાન્ય નિયમ તરીકે, જોડાક્ષરોમાંના પહેલા વ્યંજનનો લેપ થાય છે, પરંતુ न, म, य् પહેલા ન હોય તો પણ તેમનો લોપ થાય છે, અને र, ल અને व् નો સર્વત્ર લોપ થાય છે. આ ઉપરાંત કેટલાક અપવાદો પણ છે. એક નિયમ ખાસ યાદ રાખવો જોઈએ કે—જ્યારે કોઈ જોડાક્ષરમા ઊષ્માક્ષર આવ્યો હોય, ત્યારે તેનો લોપ કરી તેને બદલે તેની સાથે જોડાયલા વ્યંજન પછીનો મહાપ્રાણ વ્યંજન મૂકવામા આવે છે. જેમ કે स्क, ष्क અથવા क्ष ને બદલે क्ख થાય. અગર તો, ઊષ્માક્ષરની સાથે જોડાયલા વ્યંજનની પછીનો મહાપ્રાણ વ્યંજન ન હોય તો ઊષ્માક્ષરને બદલે ह મૂકવામાં આવે છે, જેમ કે स्न અથવા ष्ण ને બદલે ण्ह. પરંતુ જ્યારે આવી પરિસ્થિતિ સામાસિક શબ્દના પદોમાં આવી હોય ત્યારે ઉપર્યુક્ત નિયમ જળવાતો નથી. જેમ કે तिरस्कारो—तिरक्कारो ( तिरक्खारो એમ ન થાય. ) र् અને ह કદી પણ બેવડાતા નથી. જોડાક્ષરમાં ह આવ્યો હોય તો છેવટે લખાય છે, જેમ કે ब्राह्मण—बम्हण. જોડાક્ષરમા र् આવ્યો હોય તેનં અનુસ્વાર થાય છે; આ નિયમ न् અને ઊષ્માક્ષરમાં પણ કોઈક વખતે લાગુ પડે છે. જેમ કે दर्शन—दंसन, वक्र—वंक, अश्व—अंस, अश्रु—अंसु, ( જુઓ वर० ४, १५ ) કેટલીક વાર જોડાક્ષરની વચમાં એક નવો સ્વર મૂકવામાં આવે છે;

---

૧ व પ્રાકૃત અક્ષર હશે કે નહિ તે શકાસ્પદ છે, કારણ કે પ્રતોમાં હંમેશા व લખેલો હોય છે.

૨ ड અને र् વાર વાર એક બીજાને બદલે વપરાય છે, જેમકે वेणीस० પા ૧૯, ૧-૨, માં पडिहरिस्सामो ( परिहरिष्याम ), તથા શાકુ૦, પા ૫૬, ૧-૧૨, ( બૉથલીંગ ), मलअतडम्मूकिआ [ मलअतट-( ड ) ]

જેમ કે हर्ष—हरिस ( જુઓ વર૦ ૩, ૫૯-૬૬ ), ઘણી વાર र्य માં આવેલા य् નો र થાય છે, જેમ કે चौर्य—चोरिअ.

## પ્રાકૃત જોડાક્ષરોની તાલિકા.

નીચેની તાલિકામાં સંસ્કૃત જોડાક્ષરોનાં પ્રાકૃત રૂપો આપ્યાં છે, જેમાંના ફેરફાર શબ્દના મધ્યમાં થાય છે એમ સમજવું; પણ તે પ્રાકૃત જોડાક્ષરોમાંના પહેલા અક્ષરનો લોપ કરવાથી તે રૂપો શબ્દના આરંભમાં પણ ઉપયોગમા આવે; જેમ કે यक्ष—जक्ख; પણ क्षत—खद; તેજ પ્રમાણે શબ્દની વચમા હોય તો प्र નો प्प થાય છે, અને આરંભમા હોય તો प्र નો प થાય છે.

क्क=त्क, क्त ( ? ),[1] क्य, क्र, र्क, ल्क, क्ल, क्व; જેમ કે उत्कण्ठा, मुक्त, चाणक्य, शक्र, अर्क, विक्लव, उल्का, पक्व, ने બદલે અનુક્રમે उक्कण्ठा, मुक्क, चाणक्क, सक्क, अक्क, उक्का, विक्कव, पिक्क થાય છે

क्ख=त्ख, ख्य, क्ष, त्क्ष, ( ह्य ), ष्क, स्क, ( ष्ख ), स्ख, ःख, જેમ કે उत्खण्डित, आख्या, यक्ष, उत्क्षिप्त, मुष्क, स्कन्ध, स्खलित, दुःख ने બદલે उक्खण्डिद, अक्खा, जक्ख, उक्खित्त, मुक्ख, खन्ध, खलिअ, दुक्ख થાય છે

ग्ग=ड्ग, द्ग, ग्न, ग्म, ग्य, ग्र, र्ग, ल्ग, જેમ કે खड्ग, मुद्ग, नग्न, युग्म, योग्य, समग्र, वर्ग, वल्गित ने બદલે खग्ग, मुग्ग, णग्ग, जुग्ग, जोग्ग, समग्ग, वग्ग, वग्गिद થાય છે

ग्घ=( द्घ ), द्घ, घ्न, घ्र, र्घ, જેમ કે उद्घाटित, विघ्न, शीघ्र, निर्घृण ने બદલે उग्घाडिद, विग्घ, सिग्घ, णिग्घिण થાય છે

ङ्ख=ङ्क्ष; જેમ કે सङ्क्षोभ—सङ्खोह ( અથવા सङ्क्खोह ? ).

च्च=च्य, त्य, र्च, अच्युत, नित्य, चर्चरिका ने બદલે अच्चुद, णिच्च, चच्चरिआ થાય છે[3]

च्छ=थ्य, र्छ, च्छ्र, क्ष, त्क्ष, क्ष्म, त्स, त्स्य, प्स, श्च. જેમ કે मिथ्या, मूर्च्छा, कृच्छ्राणक, अक्षि, उत्क्षिप्त, लक्ष्मी, वत्स, मत्स्य, लिप्सा, आश्चर्य ने બદલે मिच्छा, मुच्छा, कुच्छाणअ, अच्छि, उच्छित्त, लच्छी, वच्छ, मच्छ, लिच्छा, अच्छेर થાય છે

ज्ज=ब्ज, ज्ञ ( કોઈક વખત ) ज्र, र्ज, ज्व, द्य, र्य, य्य. ( ભાગ્યેજ ); જેમ કે कुब्ज, सर्वज्ञ, वज्र, गर्जित, प्रज्वलित, विद्या, कार्य, शय्या ने બદલે खुज्ज, सव्वज्ज, वज्ज, गज्जिद, पज्जलिद, विज्जा, कज्ज, सेज्जा થાય છે

ज्झ=ध्य, ह्य, જેમ કે मध्य, वाह्यक, ने બદલે मज्झ, वज्झअ થાય છે.

ट्ट=र्त, જેમ કે नर्तकी નું णट्टई થાય છે

ट्ठ=ष्ट, ष्ठ[4] જેમ કે दृष्टि, गोष्ठी નું दिट्ठि, गोट्ठी થાય છે.

ड्ड=र्त, र्द ( ભાગ્યેજ ), જેમ કે गर्त, गर्दभ નું गड्ड, गड्डह થાય છે

---

૧ क्क=क्त ઘણાં નાટકોમા જોવામાં આવેછે, જુઓ मृच्छ०, પા ૨૯ ૧-૨૦ ઉપર સ્ટેન્ઝરની નોટ.

૨ ખાસકરીને સમાસમા क्क=ष्क, ष्क વપરાય છે, જેમકે निक्कम्प=निष्कम्प બાકી અન્ય સ્થળે क्ख થાય છે તેજ પ્રમાણે क्ख=ष्ख અને ग्ग=स्ग, અગર ग

૩ ક્વચિત્ श्च ને બદલે च्च જોવામા આવે છે, પણ ખાસ કરીને निश्चअ (निश्चय) જેવા શબ્દોમાં જ જેમા निस् ઉપસર્ગ च થી શરૂથતા શબ્દ સાથે જોડાએલો છે.

૪. अट्ठि ( अस्थि=હાડકું ), તથા ठिअ ( स्थित ) મા ट्ठ એ स्थ ને માટે વપરાય છે.

ड्ढ = ढ्य; જેમ કે आढ्य नुं अड्ढ થાય છે

ण्ण = ग्ण (?), ज्ञ, म्न, न्न, ण्य, न्य, र्ण, ण्व, न्व, જેમ કે रुग्ण, यज्ञ, प्रद्युम्न, प्रसन्न, पुण्य, अन्योन्य, वर्ण, कण्व अन्वेषणा. ને બદલે रुण्ण, जण्ण, पज्जुण्ण, पसण्ण, पुण्ण, अण्णोण्ण, वण्ण, कण्ण, अण्णेसणा થાય છે

ण्ह = क्ष्ण, श्न, ष्ण, स्न, ह्ण, ह्न, જેમ કે तीक्ष्ण, प्रश्न, विष्णु, प्रस्नुत, पूर्वाह्ण, वह्नि ને બદલે तिण्ह, पण्ह, विण्हु, पण्हुद, पुव्वण्ह, वण्हि થાય છે.

त्त = क्त, प्त, त्न, त्म, त्र, त्व, र्त: જેમ કે भक्त, सुप्त, पत्नी, आत्मा, शत्रु, सत्त्व, मुहूर्त ने બદલે भत्त, सुत्त, पत्ती, अत्ता, सत्तु, सत्त, मुहुत्त થાય છે

त्थ = क्थ, त्र,[1] र्थ, स्त, स्थ જેમ કે सिक्थक, तत्र, पार्थ, हस्त, अवस्था ने બદલે सित्थअ, तत्थ, पत्थ, हत्थ, अवत्था થાય છે

द्द = ब्द, ( ध्र ? ), द्र, र्द, द्व, જેમ કે शब्द, भद्र, शार्दूल, अद्वैत ने બદલે सद्द, भद्द, सद्दूल, अद्दइअ થાય છે

द्ध = ग्ध, ब्ध, र्ध, ध्व: જેમ કે स्निग्ध, लब्ध, अर्ध, अध्वन्, ने બદલે सिणिद्ध, लद्ध, अद्ध, अद्धा થાય છે

न्द = न्त ( શૌરસેનીમાં કદાચ થાય છે ) જેમ કે किन्तु, प्रभावान् ने બદલે किन्दु, पहाव-वन्दो થાય છે[2]

प्प = त्प, प्य, प्र, र्प, ल्प, प्ल, क्म,[3] જેમ કે उत्पल, विज्ञाप्य, आप्रिय, सर्पणीय, अल्प, विप्लव, रुक्म ने બદલે उप्पल, विण्णप्प, आप्पिअ, सप्पणीय, अप्प, विप्पव, रुप्प થાય છે

प्फ = त्फ, ष्फ, ( ःफ ), स्फ, ष्प, स्प, જેમ કે उत्फुल्ल, निष्फल, स्फुट, पुष्प, शरीरस्पर्श ने બદલે उप्फुल्ल, णिप्फल, फुड, पुप्फ, सरीरप्फस्स થાય છે

ब्ब = द्ब, र्ब, ब्र જેમ કે उद्बन्ध्य अब्राह्मण्य ने બદલે उब्बन्धिय, अब्बम्हण्णम्.

ब्भ = ग्भ, द्भ, भ्य, भ्र, र्भ[4] જેમ કે प्राग्भार, सद्भाव, अभ्यर्थना, अभ्र, गर्भ ने બદલે पब्भार, सब्भाव, अब्भत्थणा, अब्भ, गब्भ થાય છે

म्म = ड्म, ण्म, न्म, म्य, र्म, ल्म[5] જેમ કે दिङ्मुख, षण्मुख, जन्म, सौम्य, धर्मन्, गुल्म ने બદલે दिम्मुह, छम्मुह, जम्म, सोम्म, धम्म, गुम्म થાય છે

म्ह = ष्म, श्म, स्म, ह्म. જેમ કે ग्रीष्म, पक्ष्मन्, विस्मय, ब्राह्मण ने બદલે गिम्ह, पम्ह, विम्हअ, बम्हण થાય છે

य्य = र्य, र्ज, ( માગધી ) જેમ કે कार्य दुर्जन ने બદલે कय्य दुय्यण થાય છે

रि = दृ, र्य ( કદાચ ). જેમ કે तादृश, चौर्य ने બદલે तारिस, चोरिअ થાય છે

---

१. त्र ને બદલે त्थ થોડા અવ્યયોમાંજ વપરાય છે જેમકે अत्थ ( अत्र ), तत्थ ( तत्र )

२ જુઓ બોથલિંગનુ શાકુ॰, પા ૧૫૫ નોટ

३. आत्मा नुं પ્રાકૃત अप्पा તથા अत्ता બેઉ છે प्प=ष्प, ष्फ, કેવળ સમાસમાંજ, જેમકે चउ-प्पहो=चतुष्पथ

४ ब्भ=ह्व, જેમકે विब्भल=विह्वल.

५ मिल=म्ल, જેમકે मिलाण=म्लान જુઓ લેસન, પા. ૨૫૮ વળી, ब=द्व, જેમકે बारह=द्वादश.

ल्ल = ल्य, र्ल, ( ल्व ), र्य ( ભાગ્યેજ ); જેમ કે शल्य, निर्लज्ज, पर्याण ને બદલે सल्ल, णिल्लज्ज, पल्लाण થાય છે

ल्ह = ह्ल; જેમ કે कह्लार નું कल्हार થાય છે

व्व = [1] व्य, ( व्र ), र्व, જેમ કે काव्य, पूर्व ને બદલે कव्व, पुव्व થાય છે.

स = र्श, श्र, श्व, स्व; જેમ કે दर्शन, अश्रु, अश्व, मनस्विनी ને બદલે दंसण, अंसु, अंसो, मणंसिणी થાય છે.

स्स = र्ष, श्म, श्य, श्र, श्व, ष्म, ष्य, ष्व, स्य, स्र, स्व, જેમ કે ईर्ष्या, रश्मि, राजश्यालक, विश्रान्त, अश्व, शुष्म, पुष्य परिष्वजामि, तस्य, सहस्र, तपस्विनी ને બદલે इस्सा, रस्सि, राजस्सालअ, विस्सन्त, अस्स, सोस्स, पुस्स, परिस्सआमि, तस्स, सहस्स, तवस्सी થાય છે.

તા ક - જો સંસ્કૃત શબ્દોમાં ત્રણ વ્યંજનો જોડાયેલા હોય તો તેમાંના અર્ધસ્વરનો પ્રાકૃત કરતી વખતે, લોપ કરવામાં આવે છે, અને ત્યાર પછી બાકી રહેલા વ્યંજનો માટે ઉપર્યુક્ત નિયમો લાગુ પાડવામાં આવે છે, જેમ કે मत्स्य = मच्छ. પરંતુ આવા ( અર્ધસ્વર વાળા ) જોડાક્ષરની પહેલાં અનુનાસિક વ્યંજન આવ્યો હોય તો બાકી રહેલા જોડાક્ષરોની બાબતમાં સામાન્ય નિયમો લાગી શકે છે માત્ર અનુનાસિક પછી તેઓ બેવડાતા નથી; ( वर० ૩, ૫૬ ) જેમ કે विन्ध्य = विञ्झ [ ध्य નો ज्झ ( वर० ૩, ૨૮ ) પ્રમાણે થાય છે. ]

ઉપર્યુક્ત નિયમો ઉપરાંત, હાલ કવિના સપ્તશતકની જેમ બીજા પદ્યોમાં ઘણી અનિયમિતતા જોવામાં આવે છે, જેમ કે त्रैलोक्य નું પ્રાકૃત રૂપ વરરૂચિએ तेलोअ તથા तेल्लोक आप्युं છે. તેજ પ્રમાણે नभस्तल નું પ્રાકૃત રૂપ णहअल ( उत्तररामचरित०, પા. ૧૦૫, તથા सप्तश० ૭૪ ), તથા णहत्थल ( मालती०, પા ૯૦ ), વિગેરે જોવામાં આવે છે.

## વિભાગ ૨.

પ્રાકૃત નામો પાંચ જાતના હોઈ શકે. ૧ अकारांत તથા आकारांत; ૨ इकारांत તથા ईकारांत; ૩ उकारांत તથા ऊकारांत, ૪ મૂળરૂપ ऋकारांत, ૫ વ્યંજનાંત

છેલ્લા બે વિભાગમાં પડે એવાં નામો ઘણાં થોડાં છે ऋकारांत પુલ્લિંગ શબ્દોને अर અથવા आर અંતવાળા બનાવવામાં આવે છે, જેમ કે पिता-पिअरो; पित्रा-पिअरेण, भर्ता-भत्तारो, भर्त्रा-भत्तारेण. પ્રથમા તથા દ્વિતીયા બહુવચનમાં, તૃતીયા અને ષષ્ઠી એકવચનમાં, તેમજ સપ્તમી બહુવચનમાં, છેવટના ऋ ને બદલે उ મુકવામાં આવે છે, અને પછી उकारांत શબ્દોની માફક તેના રૂપો ચાલે છે; જેમ કે भर्तृणा-भत्तुणा, भर्तुः-भत्तुणो. આવું રૂપ વપરાયેલું પણ જોવામાં આવે છે, જેમ કે भर्तृकुल-भत्तुकुल સંબન્ધદર્શક નામોનું પ્રથમા એકવચન आ અંતવાળું પણ હોય છે, જેમ કે पिता-पिआ; मातृ माआ, અને ત્યાર પછી आकारांत સ્ત્રીલિંગ નામોની માફક તેના રૂપો ચાલે છે. भर्तृ નું સંબોધનરૂપ भट्टा થાય છે અને તેનું સ્ત્રીલિંગરૂપ भट्टिनी અથવા भट्टिणी થાય છે.

વ્યંજનાંત નામોની દ્વિવિધ ગતિ થાય છે (૧) તેમનો અંત્ય વ્યંજન ઉડી જાય છે અને ત્યાર બાદ ઉપર બતાવેલી પહેલી ત્રણ રીતે તેમના રૂપ ચાલે છે ( નપુંસકલિંગ નામ પુલ્લિંગ બની જાય છે ), જેમ કે सर ( सरस् ) નું પ્રથમાનું રૂપ सरो, कम्म ( कर्मन ) નું कम्मो થાય છે; અથવા (૨) મૂળ શબ્દને अ કે आ લગાડવામાં આવે છે, જેમ કે शरद् નું सरदो; आशिस् નું आसिसा. જે વિભક્તિઓના પ્રત્યયો વ્યંજનથી શરૂ થતા હોય તેમને માટે સાધારણ રીતે આ નિયમો લાગે છે. આ ઉપરથી જણાશે કે આ યુક્તિઓ વાપરવાનું કારણ વ્યંજનથી શરૂ થતા

---

૧. ब्ब=द्व, જેમકે उद्वेष्टन=उव्वेढो ( वर० ८, ४१ ), જેમાં उद् ની પછી व આવે છે.

પ્રત્યયો વ્યંજનાંત શબ્દો સાથે જોડાતા જે નવા જોડાક્ષરો ઉત્પન્ન થાય તથા જે નવા ફેરફારો કરવા પડે તે દૂર કરવાનું હોવું જોઈએ. પરંતુ સ્વરથી શરૂ થતા વિભક્તિના પ્રત્યયો આગળ ઘણું ખરૂં સંસ્કૃત રૂપજ રાખવામાં આવે છે; અલબત, તેમાં પ્રાકૃત નિયમોપ્રમાણે ફેરફાર થાય છે, જેમ કે भवदा ( भवत् નું તૃતીયાનું રૂપ ), आउसा ( आयुषा, आयुस् નું તૃતીયાનું રૂપ ).

પ્રાકૃતમાં દ્વિવચન નથી તેમજ ચતુર્થી વિભક્તિ નથી ( ચતુર્થીને બદલે ષષ્ઠી વપરાય છે ); પંચમી બહુવચનના બે પ્રત્યયો છે हिंतो 'માથી' ના અર્થમાં પ્રેરકમા વપરાય છે, અને सुंतो 'માંથી' ના અર્થમા સાધારણ રીતે વપરાય છે ખાસ ઉપયોગી એવા પહેલા ત્રણ પ્રકારનાં રૂપો નીચે-પ્રમાણે છે. उકારાંત શબ્દોના રૂપ इકારાંત પ્રમાણે ચાલતા હોવાથી ખાસ અહીં આપવામાં આવ્યાં નથી.

## નામનાં રૂપાખ્યાન.

वच्छ=वृक्ष ( नपुंस० वण वन )

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| प्र० | वच्छो ( नपुं० वणं ) | वच्छा ( नपुं. वणाइं,-इ, वणा; वणानि ગદ્યમા વપરાય છે ). |
| द्वि० | वच्छं - ,, | वच्छे. वच्छा (नपुं०=प्रथमा०) |
| तृ० | वच्छेण,-णं | वच्छेहिं,-हि |
| पं० | वच्छादो,—दु—[1] वच्छाहि, वच्छा | वच्छेहिं,-हि वच्छासुंतो, वच्छेसुंतो |
| ष० | वच्छस्स | वच्छाणं-ण |
| स० | वच्छे, वच्छम्मि | वच्छेसु-सुं |
| सं० | वच्छ, वच्छा ( नपुं० वण ) | वच्छा ( नपुं० वणाइं-इ ). |

अग्गि=अग्नि ( पुंल्लिंग ) दहि=दधि ( नपुंस० ).

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| प्र० | अग्गी ( नपुं० दहिं ) | अग्गीओ, अग्गिणो ( नपुं. दहीइं,- ) |
| द्वि० | अग्गिं - , | अग्गिणो अग्गी (?) - ,, |
| तृ० | अग्गिणा | अग्गीहिं,-हि |
| पं० | अग्गीदो,-दु,-हि | अग्गीहिंतो,-सुंतो. |
| ष० | अग्गिणो, अग्गिस्स | अग्गीणं,-ण. |
| स० | अग्गिम्मि | अग्गीसु,-सुं |
| सं० | अग्गि ( नपुं. दहि ) | अग्गीओ, अग्गिणो ( नपुं. दहीइं,-इ ) |

माला ( સ્ત્રીલિંગ )

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| प्र० | माला | मालाओ,-उ; माला[2] |
| द्वि० | मालं | ,, ,, |
| पं. | मालदो,-दु,-हि. | मालाहिंतो,-सुंतो |

१. ગદ્યમા સામાન્ય રીતે दो વાળુ જ રૂપ વપરાય છે.

२. माला માટે જુઓ वर० ५, २०., તથા शाकुं०માં પા૦ ૧૫ ઉપર, वनमाला શબ્દપર આપેલી બોથલીંગની ટીકા.

| એક વચન | બહુવચન |
|---|---|
| તૃ० } |  |
| ષ० } मालाए,-इ |  |
| સ० } |  |
|  | मालाहिं,-हि |
|  | मालाणं,-ण |
|  | मालासु,-सुं |
| સં० माले | मालाओ,-उ |

પ્રાકૃતમાં સ્ત્રીલીંગી इकारांत અને ईकारांत તથા उकारांत અને ऊकारांत નામોનાં રૂપોમાં ફેરફાર હોતો નથી.

णई=नदी ( स्त्रीलिंग )

| | એક વચન | બહુવચન. |
|---|---|---|
| प्र० | णई | } णईओ,-उ. ( द्वितीया० णई ! જુઓ લૅસન, પા ૩૦૭, નોટ ૨. ) |
| द्वि० | णई | |
| पं० | णईदो,-दु,-हि | णईहिंतो,-सुंतो |
| तृ० } | णईअ,-आ | णईहिं,-हि |
| ष० } | णईए,-ए | णईणं,-ण |
| स० } | | णईसु,-सुं |
| सं० | णइ | णईओ,-उ |

ता તથા त्व છેડાવાળાં ભાવવાચક નામો પ્રાકૃતમાં दा અને त्तण છેડાવાળાં બની જાય છે, જેમ કે पीणदा, पीणत्तण  मत् અને वत् પ્રત્યયોના પ્રાકૃતમા જુદાં જુદા રૂપો થાય છે, જેમ કે उल्ल, इल्ल, आल, वंत, इंत ( ગધમા वंद, इंद ), જેમ કે विआरल्ल ( विकारवत् ) તાચ્છીલ્યાર્થે इर પ્રત્યય વપરાય છે, જેમ કે हसिर. સ્વાર્થે क ( अ ) પ્રત્યય જોડવામા આવે છે. જેમ કે भ्रमर—भमरअ, सखी—सहिआ  तृ ( तृक ) પ્રત્યયને બદલે त्तअ થાય છે, જેમ કે उन्मादयितृ—उम्मादइत्तअ आयासयित्री—आआसइत्तिआ ( સ્ત્રીલિંગ )

## વિભાગ ૨.

### સર્વનામ પ્રકરણ.

પ્રાકૃતમા સર્વનામનાં રૂપો નામપ્રમાણે ચાલે છે. અને તે ઉપરાંત કેટલાક નવા રૂપો પણ ઉમેરાય છે. નીચે આપેલા ज = य ના રૂપો ઉપરથી બીજાં ખાસ ઉપયોગી રૂપો સમજાઈ જશે.

પ્રાકૃતમા વ્યંજનાંત શબ્દ રાખવામા આવતો નથી, તેથી સંસ્કૃતના કેટલાક સર્વનામોને પ્રાકૃતમા વિભક્તિના પ્રત્યયો લગાડતા કેટલાક ફેરફાર કરવા પડે છે, જેમ કે किम्, यद्, तद् ને બદલે क, ज, त થાય છે. एतद् નુ एद, અને કોઈકવાર ए થાય છે ( તેથી एत्ता = एतस्मात् ); इदम् નું इम થાય છે; अदस् નું अमु થાય છે. किम्, यद्, तद् નું બીજું રૂપ कि, जि, ति પણ થાય છે; જોકે આ પાછળના રૂપો સ્ત્રીલિંગમાં વપરાય છે તો પણ પુલ્લિંગની અને નપુંસકલિંગની તૃતીયા અને ષષ્ઠીમાં તેમના કેટલાક રૂપો આવે છે. इदम् નું પણ તૃતીયાનું इमिना રૂપ થાય છે. ખરી રીતે પ્રાકૃતમાં સર્વનામનાં રૂપોમાં બહુ નિયમિતતા જોવામાં આવતી નથી; તેથી इमस्सि ખરી રીતે પુલ્લિંગ સપ્તમીનું રૂપ હોવા છતા ઘણી વાર સ્ત્રીલિંગમા વપરાયુ છે જેમ કે शाकुन्तल ( મોનીયર વીલીયમ ), પા० ૩૬, ૨; ૧૧૫, ૩.

વરરૂચિએ ખાસ આપેલા કેટલાંક રૂપો હુ નીચે આપું છું. तस्मात् અને एतस्मात् ને બદલે तो અને एत्तो ( ૬, ૧૦, ૨૦ ); तस्य અને तस्या. ને બદલે से ( ૬, ૧૧ ); तेषां અને तासां ને

બદલે सिं. अदस् પ્રથમા એકવચન ત્રણે લિંગમાં अह. જો કે વરરૂચિએ જણાવ્યું નથી તો પણ एनम् અને एनाम् ને બદલે નાટકોમાં णं વપરાયેલું જોવામાં આવે છે. कियत्, तावत् વિગેરેને બદલે केद्दह, कत्तिअ, तेद्दह, तेत्तिअ વિગેરે આપેલાં છે ( ૪, ૨૫ ); પરંતુ ખરી રીતે केद्दह વિગેરે कीदृश વિ. ને માટે હોવા જોઈએ.

जःय ( પુલ્લિંગ ) કોણ.

| | એક વચન. | બહુવચન. |
|---|---|---|
| प्र० | जो ( जं नपुं० किं=किम् ) | जे ( जाइं,–इ नपुं० ) |
| द्वि० | जं — | जे — |
| तृ० | जेण, जिणा | जेहिं, जेहि |
| पं० | जत्तो,–त्तु, जदो,–दु | जाहिंतो, जासुंतो |
| ष० | जस्स, जास[1] | जाणं,–ण, जेसिं |
| स० | जस्सिं,–स्सि<br>जम्मि,–म्मि<br>जहिं, जहि, जत्थ | जेसु,–सुं |

स्त्रीलिंग

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| प्र० | जा | } जाओ–उ. जीओ,–उ |
| द्वि० | जं | (प्र०, द्वि०) |
| पं० | जादो,–दु, जीदो ( ? ) | जाहिंतो,–सुंतो, जीहिंतो,–सुंतो |
| तृ० | } जाए,– इ, जीए,–इ, जीआ,–अ | जाहिं, जीहिं |
| ष० | जस्सा जासे ( ? ) जिस्सा. जीसे } जाए,– इ, जीए,–इ, जीआ,–अ | जासिं, जाणं,–ण, जीणं,–ण, जीसिं, ( जासां, जेसिं ) |
| स० | } जाए,– इ, जीए,–इ, जीआ,–अ | जासु,–सुं, जीसु,–सुं |

વરરૂચિએ ( ૬, ૨૫–૫૩ ) મા પુરૂષ સર્વનામો આપ્યા છે જે રૂપો નાટકોમાં કદી પણ આવતા નથી તેમને મે બ્રૅકેટમા મુકયા છે બહુવચનના રૂપો તદ્દન જુદીજ રીતે થાય છે, જેમ કે तुज्झ, तुम्ह, तुम्म, अम्ह, તથા मज्झ

अस्मद् ' હું '

| | એક વચન. | બહુવચન |
|---|---|---|
| प्र० | अहं ( हं, अहअं, अहम्मि ) | अम्हे ( ઘણું ગદ્યમા વપરાય, ઘર૦ ૨૦, ૨૫ ) |
| द्वि० | मं, ममं ( अहम्मि ) | अम्हे, णो ( णे ) |
| तृ० | मे, मए ( मइ, ममाइ ) | अम्हेहिं,–हि |
| पं० | मत्तो ( मइत्तो, ममादो,–दु ममाहि ) | अम्हाहिंतो,–सुंतो |
| ष० | मे, मम, मज्झ, मह[2] | णो, अम्ह, अम्हाणं, अम्हे[3] ( मज्झ ? ). |
| स० | मइ ( मए, ममम्मि ) | अम्हेसु |

---

૧. વળી, નાટકોમા નપુંસકલિંગ પષ્ઠીમા कीस ' શામાટે ' એવા અર્થમાં વપરાયલું જણાય છે.

૨ આ રૂપો ઉપરાંત सतस० મા मम અને मह રૂપો વપરાયેલા જણાય છે.

૩. આ રૂપો ઉપરાંત सतस० માં अम्ह, अम्म, मह, अम्हि, अम्हाण રૂપો વપરાયેલાં જણાય છે.

युष्मद् 'तु'

| | एकवचन | बहुवचन |
|---|---|---|
| प्र० | तुमं, तुं ( तं ) | तुज्झे, तुम्हे |
| द्वि० | ( तं, तुं ) तुमं | तुज्झे, तुम्हे, वो |
| तृ० | तइ, तए, तुमए, तुमे, (तुमाइ) ते, दे | तुज्झेहिं, तुम्मेहिं, तुम्हेहिं |
| पं० | तत्तो ( तइत्तो, तुमादो,-दु, तुमाहि ) | तुम्हाहिंतो,-सुंतो |
| ष० | ( तुमो ) तुह, तुज्झ, तुम्ह, तुम्म, तुव, तुअ, ते, दे | वो, ( भे ) तुज्झाणं, तुम्हाणं |
| स० | तइ, तुइ, तए, ( तुमए, तुमे तुमम्मि | तुज्झेसु, तुम्हेसु |

પ્રથમના ત્રણ સંખ્યાવાચક શબ્દોના પ્રાકૃતરૂપ एअ અગર एक्क, दो ( प्रथ० અને द्वितीo-दो, दुवे, दोणि, षष्ठी-दोण्हं ), ति ( प्रथ०-तिण्णि, षष्ठी-तिण्हं ) થાય છે षष् ને બદલે छ થાય છે

## વિભાગ ૪.

### ક્રિયાપદ પ્રકરણ

ખરી રીતે જોતા પ્રાકૃતમા એકજ ગણુ (=સંસ્કૃતનો પહેલો અને છઠ્ઠો) છે. સામાન્ય રીતે બધા ધાતુઓને આજ ગણમા લાવવાનો પ્રયત્ન કરવામા આવે છે, તો પણ અન્યાન્ય ગણુના કેટલાક રૂપો નાટકોમા જોવામા આવે છે

નામ પ્રક્રિયામા જણાવ્યા પ્રમાણે ક્રિયાપદમા પણ દ્વિવચનરૂપ થતા નથી

કર્તરિ પ્રયોગમાં ફક્ત વર્તમાનકાળ, સામાન્ય ભવિષ્યકાળ, તથા આજ્ઞાર્થ જોવામા આવે છે.

### વર્તમાનકાળનાં રૂપો.

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| प्र० पु० | हसामि, हसमि<br>हसम्हि | हसामो,-मु,-म, हसिमो,-मु,-म<br>हसमो,-मु,-म, हसम्हो,-म्ह |
| द्वि० पु० | हससि | हसह ( ગદ્યમા हसध,-धं )<br>हसित्था ( हसत्थ ? ) |
| तृ० पु० | हसदि[1] हसइ | हसन्ति[2] |

મધ્યમ પ્રયોગમા ત્રણે પુરૂષના એકવચનના રૂપો થાય છે, જેમ કે ૧ मणे, २ सहसे, ३ सहदे, અથવા सहए

### આજ્ઞાર્થ

| | એક વચન | બહુવચન |
|---|---|---|
| ૧. | हसमु ( वर० ७ १८ ) | हसामो,-म हसमो,-म, हसम्ह. |
| २. | हससु, हस, हसाहि, हसस्स | हसह, हसध,-धं |
| ३. | हसदु[1], हसउ | हसन्तु |

---

૧. આ ગદ્યમા વપરાતુ રૂપ છે તેજ પ્રમાણે दु વાળા સામાન્યરૂપ, તથા इद વાળા ભૂત કૃદંત પણ ગદ્યમાં વપરાતા રૂપો છે

૨ अस् 'થવું' ના રૂપો નીચે પ્રમાણે છે. એક વચન ૧ मम्हि, २ असि, ३ अत्थि, બહુવ૦ अम्हो, अम्ह, ३ सन्ति. તેજ પ્રમાણે ઍન્કલીટીકમા એક વ૦ ૧ म्हि, २ सि ३ त्थि, બહુવ૦ ૧ म्हो, म्ह, २ त्थ. અનદ્યતનભૂતમા એકવ૦ ૧. आसिं, आसि, २, ३ आसि,

કોઈ પણ પુરૂષપ્રત્યયની પહેલાં अ ને બદલે ए વિકલ્પે કરી શકાય છે ( वर० १, ३४ ), જેમ કે हसेमि, વિગેરે, हसेहि, हसेदु, વિ૦, બીજા શબ્દોમાં કહીએ તો, अय નું ટુંકુ રૂપ ए હોવાથી એમ કહી શકાય કે પ્રાકૃતમા ક્રિયાપદોના રૂપો સંસ્કૃતના દસમા ગણના ક્રિયાપદો પ્રમાણે વિકલ્પે થાય છે. इकारांत અને उकार त પહેલા ગણના સ સ્કૃત ક્રિયાપદોના अय અને अव ને બદલે ए અને ओ મૂકવામા આવે છે, જેમ કે जयतु—जेदु, भवसि—होसि, અથવા તો यँ નો લોપ થાય છે, અને व् ને રાખવામા આવે છે, જેમ કે जअदु, हवसि ऋकारात ક્રિયાપદોમા अर મુકવામા આવે છે, જેમ કે हराति—हरइ, म्रियते—मरइ ચોથા ગણના ધાતુઓમા અ ત્ય વ્ય જન બેવડાય છે, જેમ કે कुप्यसि—कुप्पेसि, અથવા य् નો લોપ કરીને જુદુ જ રૂપ કરવામા આવે છે, જેમ કે कुप्यासि—कुज्झसि સાતમા ગણના ધાતુઓમાં અનુનાસિક ઉમેરવામા આવે છે, અને પછી બીજા ગણોની માફક તેમના રૂપો ચલાવવામા આવે છે, જેમ કે रुणद्धि—रुन्धदि, रुन्धइ, रुन्धेइ પાચમા ગણના ધાતુઓમાં ण ઉમેરવામા આવે છે, જેમ કે शृणोमि—सुणामि, शृण्वन्तु—सुणन्तु. કેટલીક વાર સ સ્કૃત રૂપો પણ રાખવામા આવે છે, જેમ કે चिणोमि. सुणु તથા सुणाहि. નવમા ગણમાં णा અને ण બેઉ વપરાય છે, જેમ કે जाणादि અને जाणदि ( जानाति ) તે ઉપરાત जाणाहि અને जाणीहि રૂપો પણ જોવામા આવે છે

વિધ્યર્થના માત્ર કેટલાક ત્રુટિત રૂપો જ જોવામા આવે છે જેમ કે ૧ भवेअं, जीवेअं, ३ भवे, हरे ( પણ જુઓ વેબરનું सप्तश०, પા ૬૨ )

પ્રાકૃતમા ભવિષ્યકાળના ઘણા રૂપો છે

(अ) ખાસ ઉપયોગમા આવતા રૂપોના પ્રત્યયો નીચે પ્રમાણે છે

| | १ | २ | ३ |
|---|---|---|---|
| એકવચન | १ स्सं, स्सामि | २ स्ससि | ३ स्सदि, स्सइ |
| બહુવચન | १ स्सामो | २ स्सध, स्सह | ३ स्सन्ति |

આ પ્રત્યયો લગાડતા પહેલા इ લગાડવામા આવે છે, જેમ કે हसिस्सं. વિગેરે મૂળ સંસ્કૃત પ્રત્યય ष्य નું આ स्स તે પ્રાકૃત રૂપ છે

(ब) બીજા પ્રત્યયોમા स्स ને બદલે च्छ વપરાય છે, જેમ કે सोच्छं ( श्रु નુ પ્રથમ પુરૂષી એકવચન ) ( જુઓ वर० ७, १६, १७ )

(क) ત્રીજી જાતના પ્રત્યયોમા स्स ને બદલે हि વપરાય છે, જેમ કે हसिहिमि વિગેરે આ ઉપરાત પહેલા પુરૂષ એકવચન અને બહુવચનના हसिहामि અને हसिहामो એવા રૂપો થાય છે [ વળી, काहं ( कृ નુ રૂપ ), दाहं ( दा નુ રૂપ ) પણ થાય છે, वर० ७. २६, काहं રૂપ વેબરના सप्तश० પા૦ ૧૯૦ મા વપરાએલુ છે ]

[ વળી, ज्ज, અને ज्जा પ્રત્યયો લગાડતા કેટલાક વિરલ રૂપો બને છે, ( वर० ७, २०-२२ ), જેમ કે होज्ज, होज्जा, होज्जहिइ, होज्जाहिइ, વિગેરે કેટલાક ईअ અને हीअ અંતવાળા ભૂતાર્થ વચનના વિરલ રૂપો પણ દેખાય છે, ( वर० ७, २३-२४ ) જેમ કે हुवीअ, होहीअ ( अभूत् ); જુઓ લૅસન્સ ઈન્સ્ટ૦, પા૦ ૩૫૩-૮ सप्तश० મા ज्ज અને ज्जा છેડાવાળા કેટલાક વિધ્યર્થ રૂપો વપરાએલા છે ]

પ્રાકૃતમા કર્મણિ પ્રયોગમાં કર્તરિનાજ પ્રત્યયો વપરાય છે, અને य પ્રત્યયને બદલે ईअ અથવા इज्ज પ્રત્યય લગાડે છે, જેમ કે पढीअइ, पढीअदि અથવા पढिज्जइ ( पठ्यते ). કેટલીક વાર य રાખવામા આવતાં પૂર્વના વ્ય જન પ્રમાણે તેનું રૂપાંતર થાય છે, જેમ કે गम्मइ ( गम्यते ); दिस्सइ અગર दीसइ ( दृश्यते ).

પ્રેરક ભેદના પણ બે રૂપો છે, એકમા સ સ્કૃતના अय् નો ए કરવામા આવે છે, જેમ કે कर=कृ ઉપરથી कारेदि થાય છે ( ધાતુમાંના પહેલા અક્ષરના अ નો आ કરવામા આવે છે, वर० ७. २५ )

બીજામા આવે ( आवे ? ) લગાડવામા આવે છે; જેમ કે कारावेदि અથવા करावेदि ( અહીં, પ્રથમના अ નો વિકલ્પે आ થયો છે, वर० ७. २७ ).

જો ધાતુનો અંત્યાક્ષર વ્યંજન હોય તો तुमुन् રૂપ કરતી વખતે तुम् લગાડવામા આવે છે, પણ અંત્યાક્ષર સ્વર હોય તો दुम् લગાડવામા આવે છે, જેમ કે वच्‌ ઉપરથી वत्तुं, नी ઉપરથી નેદું. ઘણીવાર વ્યંજનાત ધાતુને इ અથવા ए લગાડીને ધાતુને સ્વરાંત બનાવવામા આવે છે, અને ત્યાર પછી તેને दुम् પ્રત્યય લગાડવામાં આવે છે; જેમ કે रमिदु ( रन्तु ), કાવ્યમા ઘણી વાર दुनो લોપ કરવામાં આવે છે, જેમ કે हस ઉપરથી हसेउं, हसिउं

સંસ્કૃતના त्वा અ તવાળા કૃદન્ત બનાવવાને પ્રાકૃતમા तूण અગર ऊण પ્રત્યય લગાડવામાં આવે છે, જેમ કે कान्क् ઉપરથી काऊण, घेत्=ग्रह् ઉપરથી घेत्तूण. સંસ્કૃતના य અંતવાળા કૃદંત બનાવવાને પ્રાકૃતમા इअ લાગે છે, અને ગદ્યમા ઘણાં ખરા આના રૂપ વપરાય છે, જેમ કે गेण्ह् ग्रह् નું गेण्हिअ. કેટલીક વાર ગદ્યમાં त्वा ને સ્થાને दुअ વપરાય છે, જેમ કે कदुअ ( कृत्वा ), गदुअ ( गत्वा ), વિગેરે ( वर० १२ १० )

કર્તરિ વર્તમાન કૃદતને અતે अंत પ્રત્યય ( અથવા, वर० ७ ३४ પ્રમાણે एंत ) લાગે છે. જેમ કે पढंत, सुणंत (વરરુચિ ૭ ૧૧) ના કહેવા પ્રમાણે સ્ત્રીલિંગના पढई તેમજ पढंती એમ બે રૂપો થાય છે મધ્યમ પ્રયોગમા વર્તમાન કૃદતનો પ્રત્યય माण છે ( સ્ત્રીલિંગમા माणी અથવા माणा પ્રત્યય લાગે છે )

કર્મણિ પ્રયોગમા न्त અને माण પ્રત્યયો લાગે છે, અને તેની પહેલા इज्ज પ્રત્યય લાગે છે, જેમ કે करिज्जन्त ( कार्यमाण ), તેમજ, डज्झन्त ( दह्यमान ), रक्खीअमाण ( रक्ष्यमाण ). ભૂતકૃદતના રૂપો સંસ્કૃતપ્રમાણે થઈ તેમા પ્રાકૃતના નિયમો પ્રમાણે ફેરફાર થાય છે, જેમ કે सुद અથવા सुअ=श्रुत लद्ध=लब्ध, કોઈક વાર इ વચ્ચે ઉમેરવામા આવે છે, જેમ કે घरिद ( धृत ), सुणिद ( श्रुत ). આ ઉપરાત કેટલાક અનિયમિત રૂપો થાય છે, જેમ કે रुण्ण ( रुदित ) વિધ્યર્થ કૃદતના य નો તેની પહેલાના વ્યજન પ્રમાણે ફેરફાર થાય છે, જેમ કે विणप्प ( विज्ञप्य ) कज्ज ( कार्य ), अनीय પ્રત્યયને બદલે अणीअ, અથવા अणिज्ज થાય છે, જેમ કે पुअणीअ ( पूजनीय ), करणिज्ज ( करणीय )

પ્રાકૃતમા પરોક્ષભૂત કાળ નથી. તેના ઠેકાણે અકર્મક ધાતુના અર્થમા ભૂતકાલવાચક ધાતુસાધિત વિશેષણ ( कर्तरि क्तः ) નો ઉપયોગ કરવામા આવે છે અને સકર્મક ધાતુના અર્થમા તેવાજ રૂપની કર્તાની તતીયા અને સકર્મની પ્રથમા વિભક્તિ વડે કામ લેવામાં આવે છે

અવ્યયોવિષે પ્રાકૃતમા વિશેષ જાણવા જેવું કાંઈ નથી. ફક્ત એટલુંજ જાણવુ જોઈએ કે इति ને બદલે त्ति મૂકવામા આવે છે, જેની પહેલા आ, ई અથવા ऊ ને હ્રસ્વ બનાવવામા આવે છે, અને અનુસ્વારની પછી આવે તો ति થઈ જાય છે -હ્રસ્વ સ્વર અગર ए, ओ પછી[1] खलु આવે તેનો क्खो થાય છે, તથા દીર્ઘ સ્વરની પછી ( તથા અનુસ્વાર પછી પણ ) खु થાય છે તેજ પ્રમાણે एव ने બદલે ज्जेव्व અથવા जेव्व, અને एव्व તેમજ एअ થાય છે इव ને બદલે विअ તથા व्व થાય છે. अपि જો સ્વર પછી આવે તો તેનુ वि અથવા वि થાય છે, અને અનુસ્વાર પછી આવે તો पि થાય છે, તથા વાક્યના આરંભમાં अवि થાય છે.

આ સ્થળે માગધી ભાષાનું નામ જણાવવાની જરૂર ગણું છુ. તેમાં स અગર ष् ને બદલે श

---

૧. કાવ્યમાં સ્વરની પહેલાં આવેલું અનુસ્વાર પોતાની સાથેના અંત્યસ્વરને દીર્ઘ બનાવે છે. પણ જો અનુસ્વારને म् તરીકે લખવામા આવે તો તે સ્વર -હ્રસ્વ જ રહે છે, અને ત્યાર બાદ એ બેઉ શબ્દોની સંધિ થાય છે, જુઓ વેબર, सप्तश० પા૦ ૪૭.

થાય છે, તથા र् ને બદલે ल् થાય છે, ज्ञ ને બદલે ण् તેમજ र्य=र्ज ને બદલે य्य થાય છે; अ કારાંત નામના પ્રથમા એક વચનમા છેવટે ए અગર इ આવે છે, જેમ કે माशे (माषः).

ઉપરના નિબંધમા, ધરવાપ્રમાણે, સાધારણ વિદ્યાર્થીઓને કાળિદાસ અગર ભાવભૂતિના નાટકોમાનું પ્રાકૃત સમજવા માટે જોઇએ તેટલું જ્ઞાન આપવામા આવ્યુ છે. અલબત, મૃચ્છકટિક અગર વિક્રમોર્વશીયનું પ્રાકૃત સમજવાને કેટલાક વિશેષ જ્ઞાનની જરૂર છે

---

૧. જેને પ્રાકૃતનો અભ્યાસ વધારવો હોય તેમણે નીચેના ગ્રંથોનું અવલોકન કરવું:—

1 Lassen's Institutiones Linguae Pracritical, 1837, 2. Weber's सप्तशतक of हाल with his excellent introduction 1870 3 वररुचि નો प्राकृतप्रकाश, १८५४. 4. प्राकृत बाल-भाषा-( मागधी )-व्याकरण of Hemchandra, Bombay, 1873, આ ગ્રંથની વિવેચનાત્મક આવૃત્તિ ડૉ૦ પીશ્ચલે તૈયાર કરે છે તે ગ્રંથ ખાસ કરીને જૈન પ્રાકૃત માટે ઉપયોગી છે

---

परिशिष्ट — જર્મન ઓરિયેન્ટલ સોસાયટીના 'અભન્હલુંગેન' ના પાંચમા પુસ્તકમા પ્રો. વેબરે પ્રકટ કરેલા હાલકવિના સપ્તશતકમાથી આર્યાવૃત્તની દસ ગાથાઓ નીચે આપી છે

१. पाअपडिअस्स पइणो पुट्ठिं पुत्ते समारुहंतम्मि ।
 दढमण्णुदूमिआए वि हासो घरिणीए निक्कन्तो ॥ ( ११ )

२. अज्ज मए तेण विणा अणुहूअसुहाइ संभरन्तीए ।
 अहिणवमेहाण रवो णिसामिओ वज्झपडहो व्व ॥ ( २९ )

३. तुज्झ वसइ त्ति हिअअं इमेहि दिट्ठो तुमं ति अच्छीइं ।
 तुह विरहे किसिआइ ति तीए अंगाइ वि पिआइं ॥ ( ४० )

४. कल्लं किर खरहिअओ पवसइ पिओ त्ति सुणीअइ जणम्मि ।
 तह वड्ढ भअवइ णिसे जह से कल्लं विअ ण होइ ॥ ( ४५ )

५. अद्दंसणेण पेम्मं अवेइ अइदंसणेण वि अवेइ ।
 पिसुणजणजम्पिएण वि अवेइ, एमेअ वि अवेइ ॥ ( ८० )

६. दक्खिण्णेण वि एन्तो सुहअ सुहावेसि अम्ह हिअआइं ।
 णिक्कइअवेण जाणं गओ सि, का णिव्वुदी ताण ॥ ( ८४ )

७. तइआ कअग्घ महुअर ण रमसि अण्णासु पुप्फजाईसु
 बद्धफलभारगरुइं मालइमेण्हि परिच्चअसि ॥ ( ९१ )

८. उप्पण्णत्थ कज्जे अइचिन्तन्तो गुणागुणे तम्मि ।
 अइसुइरमण्दपेच्छि-त्तणेण पुरिसो हरइ कज्जं ॥ ( २१८ )

९. कलहंतरे वि अविणि-ग्गआइ हिअअम्मि जरमुवगआइं ।
 सुअणकआइ रहस्सा-इ डहइ आउक्खए अग्गी ॥ ( ३२८ )

१०. वोलीणालक्खिअरू-अजोव्वणा पुत्ति किण्ण दूमेसि ।
 दिट्ठप्पणट्ठपोरा-णजणवआ जम्मभूमि व्व ॥ (३४२)

ॐ अर्हम् ।

# जैनाचार्य श्री आत्मानन्द जन्म-शताब्दि स्मारक ग्रंथ

हे धन्य **आत्माराम** यदि इस भूमि पर आते नहीं ।<br>
तो आज ऐसी जैनसंस्था देख हम पाते नहीं ॥<br>
जिसकी दयासे पुस्तकालय और विद्यालय बने ।<br>
कैसे न **आत्माराम** वह संसार प्रेमालय बने ! ॥<br>
वे धन्य **विजयानंदसूरि** त्यागियों में गेय थे ।<br>
जिन धर्म के आधेय थे सुश्रावकों के ध्येय थे ।

**महाशय,**

सं० १८९३ (माक) में जन्मे हुए आचार्य, श्री **आत्मारामजी** अपर नाम श्री विजयानंद,— इन दो नामोंमें से क्रमशः पहले और दूसरे शब्दके संयोगसे बने हुए,—श्री आत्मानंदजी महाराज की शताब्दि सं० १९९३ में पूरी होती है । शताब्दि बडे समारोहसे मनाने के निमित्त एक समिति कायम हुई है । समितिने निश्चय किया है कि इस अवसर पर एक स्मारक ग्रंथ प्रकट किया जाय । इस ग्रंथको संपादन करनेका उत्तरदायित्वपूर्ण कार्य मुझे सोंपा गया है । और मैंने उसका ऑनररी संपादक बनना स्वीकार किया है ।

इस ग्रंथमें, आचार्य श्री आत्मारामजी महाराजके—जिन्होंने उपदेशक, ग्रंथकर्त्ता, वादी, संयमी, और प्रभावक पुरुषकी तरह जैनसमाजके हितोंके अनेक काम किये हैं—जीवन के अनेक प्रसंगों और अनेक संयोगों, जीवनकी अनेक शक्तियों, ज्ञानविभूतियों और चारित्र की

सुगंधपर प्रकाश डालनेवाले, विवेचनापूर्ण सारग्राही लेख, काव्य और निबंधों का [illegible] प्राकृत, अंग्रेजी, गुजराती, हिन्दी, मराठी और उर्दू आदि भाषाओंमे, किया जायगा। जीवनके अलावा जैनसमाजोपयोगी विषयोंपर लिखे गये मर्मग्राही और विद्वत्तापूर्ण लेख भी इसमें संग्रह किये जायँगे।

इस स्मारक ग्रंथके लिए निबंध या काव्य भेजने के लिए अनेक जैन और जैनेतर विद्वानों से निवेदन किया गया है। तदनुसार विषयोंकी मार्गदर्शिका एक सूची और आचार्यश्रीका संक्षिप्त जीवन इस पत्रके साथ भेजकर आपसे अनुरोध किया जाता है कि, आप भी इस ग्रंथ के लिए इनमेसे किसी एक विषय पर, या इतिहास, तत्त्वज्ञान, धर्म, समाज आदिसे संबंध रखनेवाले किसी अन्य विषयपर, मननीय लेख लिख भेजेंगे तो उपकार होगा। आपका लेख प्रकट होनेपर इस ग्रंथकी एक प्रति आपकी सेवामे भेट स्वरूप भेजी जायगी।

लेख आप इच्छानुसार किसी भी भाषामे लिख भेजिए। ममतापूर्ण-साम्प्रदायिकता और कटु शब्दप्रयोगके लिये किसी भी लेखमे स्थान नहीं है। यह बात खास ध्यानमे रखने की विनती है।


तबावाला बिल्डिंग, तीसरामाल<br>
लोहार चाल<br>
बम्बई ता. २३-८-१९३५

आपका कृपाकांक्षी<br>
मोहनलाल दलीचंद देशाई<br>
संपादक

## १ श्री आत्मारामजी महाराज संबंधी विषय।

१ श्रीआत्मारामजी के जीवनसे संबंध रखनेवाले विविध प्रसंग।

२ उनके समयका युगदर्शन, उनके समयके प्रेरक बल।

३ उनका शास्त्रज्ञान।

४ उनका चारित्र।

५ उनका धर्मप्रेम।

६ उनकी शासनसेवा और सत्यप्रियता।

७ ग्रन्थकर्त्ता श्रीआत्मारामजी, उनके ग्रन्थोंका जैन साहित्यमें स्थान।

८ तत्त्वज्ञ और विचारककी तरह श्री आत्मारामजी।

९ श्रीआत्मारामजी और हिन्दी भाषा।

१० मूर्तिपूजा और श्री आत्मारामजी (विवेक और विचार-प्रेरक ढंग से इस विषयपर लिखा जाना चाहिए।)

११ आर्यसमाज और श्रीआत्मारामजी।

१२ श्रीआत्मारामजी और हुक्ममुनि तथा शांतिसागर।

१३ श्रीआत्मारामजी और शिकागो विश्वधर्मपरिषद्।

१४ श्रीआत्मारामजी और स्व. वीरचंद राघवजी।

१५ उनका साधारण पत्रव्यवहार (पत्र साहित्य।)

१६ श्रीआत्मारामजीकी पद्यरचना।

१७ उनका साहित्यपर [illegible]।

१८ उनका [illegible] समयोचित [illegible]।

१९ उनका जन्मस्थान और [illegible]।

२० उनका [illegible] समुदाय।

२१ उनके [illegible] संस्था [illegible] इतिहास।

२२ उनके तथा उनके समयके महापुरुषोंकी तुलना। (श्री आत्मारामजी और दयानन्द सरस्वती।)

२३ उनकी [illegible] और उनके जीवनके अपूर्ण कार्य।

२४ उनके पुस्तक भंडार।

२५ उनके संबंधी काव्य।

इनमेंसे किसी एक पर या आचार्यश्रीसे संबंध रखनेवाली किसी अन्य बातपर।

## २. अन्यान्य उपयोगी विषय।

१ अनेकान्तवाद का इतिहास।

२ अनेकान्तवादकी उपयोगिता।

३ अहिंसा और विश्वशान्ति।

४ अहिंसा वीरोंका धर्म है।

५ जैनसमाजमें शिक्षा और दीक्षाका स्थान।

६ धर्म और व्यावहारिक जीवन।

७ धर्म और समाज।

८ त्यागी श्रीमहावीर।

९ श्रीमहावीर और उनका उपदेश।

१० आत्मवाद और भूतवाद।

११ कर्मवाद पर ऐतिहासिक दृष्टि।

१२ कर्मवाद और ईश्वरवाद।

१३ जैनसाहित्य का भारतीयसाहित्यमें स्थान।

१४ जैनागम और उसकी भाषा।

१५ जैनधर्मकी ऐतिहासिक प्राचीनता।

१६ जैनधर्म और लोकभ्रान्ति।

१७ जैनधर्मसे संबंध रखनेवाले, अन्य प्राचीनदर्शनों में और साहित्य में उल्लेख।

१८ प्राचीन जैन शिलालेख और प्रतिमालेख।

१९ जैनधर्म का अन्य धर्मोपर प्रभाव।

२० अन्यधर्मोका (उदाहरणार्थ–श्री वल्लभीसम्प्रदाय आदिका) जैनधर्मपर प्रभाव।

२१ जैनधर्म के क्रिया-उद्धार।

२२ जैनशिल्पकला।

२३ जैनमन्दिरों का नाश और उनके स्थानपर बने हुए अन्य धर्मो के स्थान।

२४ गुजराती भाषा के स्वरूप और विकासमें जैनोंका भाग।

२५ जैन और जैनेतर लोगों की प्राचीनगुजराती में अन्तर था या नहीं? उदाहरणों के साथ स्पष्टीकरण।

२६ राजाओ और बादशाहों के साथ जैनों का संबंध और परिचय।

[illegible] धर्म या समाजसे संबंध रखनेवाले किसी दूसरे [illegible]पर उपयोगी निबंध या काव्य[illegible]

શ્રી આત્માનંદ-જૈન-નાટિકા સિરીઝ નં. ૧

ન્યાયાંભોનિધિ

શ્રી

# વિજયાનંદ સૂરિ

લેખક

સુશીલ

પ્રકાશક

શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર (કાઠિયાવાડ)

महात्मनां कीर्त्तनं
हि
श्रेयो निःश्रेयसास्पदम्
—મહાપુરૂષોનુ ગુણકીર્ત્તન
એજ
સાચા સુખનું, કલ્યાણનું ધામ છે.

# ભૂમિકા

પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની ઘણા વખતથી ભાવના હતી કે સ્વર્ગવાસી ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ [ પ્રસિદ્ધ નામ શ્રી આત્મારામજી મહારાજ ]નુ સુંદર, સરળ અને ભાવવાહી જીવનચરિત્ર તૈયાર કરાવવું. એમણે એ હિન્દી ભાષામાં લખ્યું છે, છપાઈ ગયું છે. તેને ઘણા વર્ષો થયા છે ગુજરાતી ભાષામાં આજસુધી એક પણ ચરિત્ર ન હતું. એ ખોટ લાગવાથી શ્રી આચાર્ય મહારાજ ગુજરાતી લેખકની ખોજમાં જ હતા પાલનપુરમાં ૧૯૮૯નું ચોમાસુ રહ્યા એ ચાતુર્માસમાં શ્રી આત્મારામજી મહારાજની શતાબ્દિ ઉજવવી એવો નિર્ણય થયો. ભાવનગરથી શ્રી આત્માનંદ સભાના સેક્રેટરી અને શ્રીયુત ભીમજીભાઈ ( સુશીલ ) ને બોલાવવામાં આવ્યા કેટલીક વાટાઘાટ થઈ અને હાલતુરતમાં શ્રી આત્મારામજી મહારાજનું સંપૂર્ણ જીવનચરિત્ર તૈયાર કરાવી દરેકને પહોંચતું કરવું, એ વિચાર ઉપર આવ્યા. એવું જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં લખવા માટે ભાઈ સુશીલને મેં જણાવ્યું, બધા તરફથી એ પ્રસ્તાવને ટેકો મળ્યો અને એ કાર્ય શ્રી સુશીલને સોંપવામાં આવ્યું.

ચાતુર્માસ પુરૂ કરી આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ શિષ્ય પરિવાર સહિત શત્રુંજયની યાત્રા કરવા પાલીતાણા પધાર્યા. ત્યાં ભાઈ સુશીલ જીવનચરિત્રની રૂપરેખા તૈયાર કરીને લાવ્યા. શ્રી આચાર્યદેવે અને મેં તે સાંભળી અમને એ સાંભળી ઘણો જ આનંદ થયો એમની સીધી-

સાદી નિર્દોષ શૈલી અમને બહુ ગમી. તત્કાળ સૂચના કરવામાં આવી કે જેમ બને તેમ જલદી આ જીવનચરિત્ર છપાવી વાળવુ. સુશીલના મનમા પણ એક આદર્શ, પ્રતિભાશાળી, વીસમી સદીના મહોપકારીનુ જીવનચરિત્ર સુદર લખાય એવી ભાવના હોવાથી શ્રી આચાર્ય મહારાજની પ્રેરણાથી તેમણે તે તૈયાર કર્યુ અને ફરી એ ચરિત્ર સાથે અમદાવાદ આવ્યા. શ્રી આચાર્ય મહારાજે અને મે આખુ ઉત્સાહથી સાભળ્યુ. જેમ જેમ સાભળતા ગયા તેમ તેમ આચાર્ય મહારાજની આંખોમાંથી આનદાશ્રુ ટપકવા લાગ્યા. બીજા સાંભળનારાઓને પણ ઘણો જ સતોષ થયો ભાઇ સુશીલે પૂર્ણ ભક્તિભાવથી પ્રસ્તુત ચરિત્ર લખેલુ હોવાથી ઘણુ જ રસપ્રદ થયુ છે અને મને ખાત્રી છે કે આખુ ચરિત્ર જે વાચશે તેને એ પ્રકારની અસર થયા વિના નહીં રહે ચરિત્રના નાયકનુ જીવન જેવું ગંભીર અને પ્રેરણાદાયી છે તેવુ જ આ લખાણ પણ સચોટ અને મર્મસ્પર્શી છે

આ ચરિત્ર છપાવવા માટે ભાવનગરની શ્રી આત્માનંદ જૈન સભાને સોપવામાં આવ્યુ સભાએ એ કાર્ય માથે લીધું અને શ્રી જૈન આત્માનંદ શતાબ્દિ ગ્રથમાળામા ચતુર્થ મણકારૂપે સ્થાન પામ્યુ

આ ચરિત્ર ખાસ શતાબ્દિ પ્રસગ નિમિત્તે તૈયાર કરાવ-વામા આવ્યુ છે ચરિત્રના પ્રેમીઓને આ જીવનચરિત્ર એકવાર અવશ્ય વાચી જવા મારી આગ્રહપૂર્વક ભલામણ છે.

ભાઇ સુશીલે ખૂબ મહેનત લઇને આ જીવનચરિત્ર તૈયાર કરેલુ હોવાથી તેઓ ધન્યવાદને પાત્ર છે

ता १–८–१९३५<br>આત્મ સવત ૪૦<br>ગોડીજીનો ઉપાશ્રય મુંબઇ

ચરણવિજય

# શતાબ્દ મહોત્સવ

આચાય મહારાજ શ્રી વિજયાનંદસૂરિ (શ્રી આત્મારામજી મહારાજ) નો જન્મ વિક્રમ સવત ૧૮૯૨ ના ચૈત્ર શુદિ પ્રતિપદાને રોજ થયો હતો આગામી ૧૯૯૨ ના ચૈત્ર શુદિ ૧ ના દિવસે, એમના ઉપકારક જીવનના સો વરસ પૂરા થતા હોવાથી, તે દિવસે શતાબ્દિનો મહોત્સવ ઉજવવાનુ ઠરાવવામા આવ્યુ છે

શ્રી આત્મારામજી મહારાજ, ખરેખર જૈનશાસનના એક સમર્થ જ્યોતિર્ધર હતા સમસ્ત જૈન સઘ ઉપર એમનો અસાધારણ ઉપકાર છે જે વખતે અજ્ઞાનતા, વ્હેમ, ગતાનુગતિકતા અને સકુચિતતા પોતપોતાના આસન જમાવીને બેઠા હતા તે વખતે આ આચાર્ય મહારાજે શાસ્ત્ર અને સયમનો સિંહનાદ સભળાવી જૈન સઘને સચેત કર્યો શિથિલતા, જડતા અને પાખંડ જેવા યુગવ્યાપી અધકારને એમણે એકલા હાથે વિદાર્યો

જૈન શાસન અને જૈન સમાજને માટે એમણે શું શું કર્યું છે તેનો કિંચિત ખ્યાલ આ પુસ્તકના વાચનથી આવી શકશે આવા મહોપકારી શાસનપ્રભાવક પુરૂષોના સ્મરણ માત્રથી કોઇ પણ શાસનરસિકનુ હૃદય ભક્તિભાવથી દ્રવિત થયા વિના ન રહે એ મહાઉપકારી પુરૂષની શતાબ્દિ પણ એટલા જ ઉલ્લાસ અને અવિભક્તભાવથી ઉજવાવી જોઇએ

અને અમને એમ જણાવતા આનંદ થાય છે કે શ્રી આત્મારામજી મહારાજના શતાબ્દિની યોજના સાંભળતા જ કેટલાક ધર્મપ્રેમીઓએ એને વધાવી લીધી છે સ્વ આત્મારામજી મહારાજના સ્મરણાર્થે એમના ઉજ્વળ જીવન જેવા જ સ્મારકો યોજાવા જોઇએ એમ સૌ કોઇ સ્વીકારે છે

આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીના પાલણપુરથી અમદાવાદ તરફના વિહાર દરમ્યાન તેમજ તે પછી વડોદરાથી મુંબઈ સુધીના વિહાર દરમ્યાન, જ્યાં જ્યાં આ શતાબ્દિ સંબંધી ઉહાપોહ થયો છે ત્યાં ત્યાંથી સારા જેવી સહાયતા પ્રાપ્ત થઈ છે મુંબઈમાં એ શતાબ્દિ અંગે એક ખાસ સમિતિ નીમાઈ છે એ સમિતિએ પોતાનું બંધારણ છપાવીને બ્હાર પાડ્યું છે આ બધું જોતા આગામી શતાબ્દિ, ઘણી ધામધૂમથી ઉજ

❧

વાય અને સ્વ આચાર્ય મહારાજના સ્થાયી સ્મારક માટે કઈંક પ્રબંધ થાય એવી સંપૂર્ણ આશા રહે છે

શતાબ્દિ-સમિતિએ, કોઈ એક ગૃહસ્થ પાસેથી, શતાબ્દિ ફંડમા રૂ ૧૦૧ થી વધુ રકમ નહી લેવાનો નિર્ણય કર્યો છે ઓછામા ઓછી જે કંઈ સહાય મળે તે ખુશીથી સ્વીકારી લેવી એનો મતલબ એ છે કે દરેક ધર્માનુરાગી આ ફંડમા ફૂલ નહીં તો ફૂલની પાખડી પણ આપી પોતાને કૃતકૃત્ય માને

શ્રી આત્મારામજી મહારાજના ઉપકારનુ જેમને થોડુ પણ સ્મરણ છે, જે જે શહેર અથવા ગામમા એ સ્વર્ગસ્થ પુરુષના એક વાર પણ પનોતા પગલા થયા છે અને જે કોઈ એમ માનતુ હોય કે શ્રી આત્મારામજી મહારાજના પ્રતાપે જ જૈન સંઘની આજની આટલી સુદૃઢતા જળવાઈ રહેવા પામી છે તેમનુ કર્ત્તવ્ય છે કે આ શતાબ્દિ મહોત્સવને બની શકે એટલો યશસ્વી ફત્તેહમંદ અને ચિરસ્મરણીય બનાવવો

No man has so peculiarly identified himself with the interests of Jain Community as Muni Atmaramji–

જૈન સંઘના હિતકાર્યમા શ્રી આત્મારામજી મહારાજે કેટલી તલ્લીનતા સાધી

❧

હતી તે આ એક જ વાક્ય ઉપરથી જણાશે અમેરિકાની એક પ્રસિદ્ધ ધર્મ-પરિષદે, પોતાના અહેવાલમા એ શબ્દો, શ્રી આત્મારામજી મહારાજના સબધમા ઉચ્ચાર્યા છે

જેમણે સઘ-સમસ્તના હિતાર્થે રાત દિવસ ચિંતન કર્યુ, જેમણે શાસન-પ્રભાવનાના વિસ્તાર અર્થે અનેકાનેક પરિસહો વેઠયા, જેમણે જ્ઞાન તથા વિધિના પુનરૂદ્ધાર અર્થે માનાપમાનની પણ પરવા ન કરી-જેમનુ સમસ્ત જીવન પ્રકાશરૂપ છે જેમના જીવનનો એક-એક પ્રસગ અડગતા અને સવીર્યતાની પ્રેરણા આપે છે એવા એક શાસન ધુરધર પુરૂષના શતાબ્દિ-સ્મારકને અર્થે, પ્રિય વાચક તમારે પણ કઈક કરી છૂટવુ જોઈએ

વધુ વિગત જોઈતી હોય તો, જૈનાચાર્ય શ્રી આત્મારામજી મહારાજ શતાબ્દિ સ્મારક સમિતિનુ હમણા જ બહાર પડેલુ નિવેદન મેળવો અને વાચો

ચરણ વિજય.

# વક્તવ્ય

સ્વ. ન્યાયામ્ભોનિધિ શ્રી વિજયાનંદસૂરિજીના જીવનચરિત્ર સંબંધમા જે કંઈ લખવા જેવુ હતુ તે આ પુસ્તકમા પ્રસંગોપાત લખાયુ છે. એથી વિશેષ કંઈ કહેવાને સારૂં આ વક્તવ્યની અવતારણા નથી કરી.

મૂળ ચરિત્ર સ્વ. સૂરિજીના બહુ પરિચિત–પટ્ટધર શ્રી વિજયવલ્લભ સૂરિજીએ, ઘણા વર્ષ અગાઉ ( હિન્દીમા, તત્ત્વનિર્ણય પ્રાસાદ નામના સ્વ સૂરિજીએ રચેલા ગ્રન્થમા ) આલેખ્યુ હતુ. આ ચરિત્રમા મુખ્યત્વે એનુ જ અવલંબન લીધુ છે ભાષા ભિન્ન હોવા છતા વસ્તુ એક જ છે

સ્વ. સૂરિજી, એમના સમયના એક યુગપ્રધાન પુરૂષ હતા જૈન સંઘને વીંટી વળેલા દોઢસો–બસો વર્ષનો અંધકાર એમણે એકલે હાથે ઉલેચ્યો હતો શાસ્ત્રભંડારોમા ઢંકાઈ રહેલા રત્નો એમણે ખુલ્લા કરી બતાવ્યા તેઓ જેટલા ક્રિયાપરાયણ હતા તેટલા જ અધ્યયનશીલ હતા જેટલા ક્રાંતિકારી હતા તેટલા જ ઋજુ અને નમ્ર હતા જેવા ઉપાશ્રયના ઉપદેશક હતા તેવા જ સમર્થ પ્રચારક પણ હતા સંયમ અને સિંહગર્જનાનો સુંદર સમન્વય એમની આકૃતિમા, એમના સાહિત્યમા અને જીવન વહેવારમા પણ જોઈ શકાય છે.

એમના ઘણા ઘણા જીવન પ્રસંગો, વાર્તાલાપો, પત્રો વિગેરે મળી શકયા નથી અને ખેદની વાત એ છે કે, એમના કોઈ અનુરાગીએ એ સંઘર્યા પણ નથી એકલા ગુણગાન એ કંઈ સાચુ જીવનચરિત્ર ન કહેવાય પ્રસંગો, વાર્તાલાપો, પત્રો અને પ્રાસંગિક વિનોદોમાથી જ જીવનની કંઈક ઝાંખી મળે. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજે પોતાની અતિ વૃદ્ધાવસ્થામા, સંભારી સંભારીને કેટલાક પ્રસંગો લખી મોકલ્યા હતા તેમાથી થોડા સંસ્મરણો આ પુસ્તકમાં તારવ્યા છે એમા ભાષાદોષ કે અસાવધતા જેવો કોઈ દોષ રહી જવા પામ્યો હોય તો તેને માટે હુ મારી જવાબદારી સ્વીકારી લઉ છુ.

આચાર્યશ્રી શ્રી વિજયવલ્લભસૂરિજીએ આ ચરિત્ર લખવાનુ મને માન આપ્યુ તે માટે તેમનો તથા પ્ર શ્રી કાંતિવિજયજીએ ખાસ શ્રમ લઈ જીવન પ્રસંગો પૂરા પાડયા તે અર્થે તેમનો અહીં ઉપકાર માનુ છુ.

ભાવનગર<br>
તા ૧–૧–૩૫

સુશીલ

## અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| | (૧) સ્વ. સૂરિજીના પિતૃકુલનો પરિચય | પૃષ્ઠ ૧ |
| | (૨) સૂરિજીનું બાળવય | ,, ૫ |
| | (૩) દીક્ષા : મનોમંથન | ,, ૭ |
| | (૪) ભેઠા બળવો | ,, ૧૦ |
| | (૫) સંપ્રદાયના રખેવાળો | ,, ૧૪ |
| | (૬) વિરોધના વાયુ | ,, ૧૯ |
| | (૭) ગુજરાત તરફ પ્રથમ પ્રયાણ | ,, ૨૫ |
| | (૮) સૂરિજીનું વ્યક્તિત્વ | ,, ૨૮ |
| | (૯) સૂરિજીના ગ્રંથો | ,, ૩૨ |
| | (૧૦) છેલ્લા દિવસો | ,, ૪૦ |
| | (૧) વીરનર આત્મારામજી એક પ્રશસ્તિ (પં. સુખલાલજી) | ,, ૪૪ |
| કેટલાક વાર્તાલાપ | (૨) જગત્કર્તા | ,, ૪૬ |
| | (૩) ઉત્સર્ગ અને અપવાદ એક દૃષ્ટાંત | ,, ૪૮ |
| | (૪) મહારાજ ! મજૂરી કેમ નથી કરતા ? | ,, ૪૯ |
| | (૫) ઈસાઈ ગૃહસ્થ સાથેનો સંવાદ | ,, ૫૦ |
| કેટલાક પ્રસંગો | (૧) શ્રી આત્માનંદજી અને શ્રી દયાનંદજી | ,, ૫૧ |
| | (૨) વર્દ્ધમાન જિન અંગ અબ્બીન્ગે | ,, ૫૪ |
| | (૩) સૂરિજીની વ્યાખ્યાનકળા | ,, ૫૭ |

(૪) વિહારના કડવા-મીઠા અનુભવો ,, ૫૯

(૫) નિર્જન માર્ગે ભીલનો મેળાપ ,, ૬૦

(૬) મહારાજશ્રી મહત્તાને પાછળ ધકેલે છે! ,, ૬૨

(૭) જૈન મુનિ મુક્તિમાર્ગનો સૈનિક ,, ૬૪

(૮) સમશેરધારીનો સામનો ,, ૬૬

(૯) શ્રી શાન્તિસાગર સાથે સંવાદ ,, ૬૮

(૧૦) દીક્ષાના પ્રસંગો ,, ૭૧

(૧૧) અપકારીનો ઉપકાર ,, ૭૪

(૧૨) વચનની ખાતર ,, ૭૫

(૧૩) જૈન સાધુની સ્વતંત્રતા ,, ૭૬

(૧૪) જ્યારે પંજાબના પુણ્ય જાગશે ,, ૭૭

(૧૫) સૂરિજીનો એક હસ્તલિખિત પત્ર , ૭૮

(૧૬) મુખબંધનો વિરોધ ,, ૮૫

(૧૭) યતિઓનું પરિબળ ,, ૮૭

(૧૮) ચાતુર્માસ. , ૯૧

ન્યાયાંભોનિધિ

# શ્રી વિજયાનંદસૂરિ

---

## ૧

પંજાબ પોતાના શરીરો અને પરાક્રમશાળી પુરુષોને માટે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે ત્યાં ઝેલમ નદીના કિનારા ઉપર કલશ નામનું એક નાનું ગામ છે અહીં કલશ જાતિના સરદારો વસતા આજે પણ એમના અવશેષો મળી આવે છે કલશ જાતિના સરદારો એક દિવસે રણકુશળતાના કીર્તિકળશ જેવા જ મનાતા

ગણેશચંદ્રનો જન્મ આ કલશ-કુટુંબના દીવાન કુળમાં થયો હતો એ કુળનું નામ ચોરહુશ કપૂર-બ્રહ્મક્ષત્રીય હતું ગણેશચંદ્ર પોતાના પૂર્વજો જેવો જ સાહસિક અને શૂરવીર હતો વીરભોગ્યા વસુંધરાનો જમાનો હજી યે ચાલતો હોત તો ગણેશચંદ્ર પણ એકાદ જાગીર કે સંસ્થાન જમાવી રાજા કે મહારાજાનું બીરુદ મેળવી બની ગયો હોત

ગણેશચંદ્ર સહેજ મોડો જન્મ્યો ઐતિહાસિક મધ્યકાળનો છેલ્લો પહોર વિદાય લેતો હતો શસ્ત્રોના ખણખણાટ સંભળાતા બંધ થતા હતા અંગ્રેજ સલતનત સુલેહ અને કરારના પાયા ઉપર પોતાનું માથું ઉંચકતી હતી

ગણેશચંદ્રના માતાપિતા ન્હાનપણમાં જ ગુજરી ગયાં હતા એ પોતાના કાકાને ત્યાં મ્હોટો થતો હતો અન્ન-પાણીનો ત્યાં અભાવ ન હતો, પણ એટલાથી જ એને તૃપ્તિ ન થઇ યુવાન-હૃદયમાં અનેક આકાંક્ષાઓ ઉગતી એણે જોઇ એક દિવસે તે કોઇને કંઇ કહ્યા વિના ઘરની બ્હાર ચાલી નીકળ્યો

કેટલેક દિવસે એ રામનગર પાસે આવેલા ફાલીયા ગામના થાણેદાર તરિકે નીમાયો ત્યાં જ એના રૂપાદેવી સાથે લગ્ન થયા એ પછી ભાઈબદુની અને બીજી એવી લડાઇઓમાં એણે આગળપડતો ભાગ લીધો અમરકીર્તિ મહારાજા રણજીતસિંહનો એક શૂરો સૈનિક હોવાનું માન પણ એ મેળવી શક્યો

એને કેટલાક સાથીઓ મળી ગયા એક સત્તાનું આથમવું અને બીજી સત્તાનું અવતરવું એ બે ઘટના વચ્ચેનો સમય સંધીકાળ ગણાય છે સંધીકાળમાં ઘણા ઘણા પ્રકારની આંધીઓ અથવા ક્રાંતિઓ દેખાય છે ગણેશચંદ્ર અને એના સાથીઓએ એ ક્રાંતિમાં પોતાનો હીસ્સો પૂરવાનો નિશ્ચય કર્યો

એમણે આસપાસના ગામોમાં ધાડ પાડવાનો પ્રારંભ કર્યો આજે આપણે જેને ધાડ અથવા લુંટફાટ કહીએ છીએ તે જ એક કાળે રાજ્યસ્થાપનાનો મુખ્ય પ્રકાર મનાતો ધાડપાડુ જો ફત્તેહમંદ બને અને પોતાના બાહુબળની ધાક બેસારી શકે તો વખતે દિવસે એ જ રાજ્યસિંહાસનના સ્વામી તરિકે પંકાઇ જાય

પણ ગણેશચંદ્ર અને એના સાથીઓના સ્વપ્ન ઉડી ગયા સમય પોતે જ એમના પુરૂષાર્થ સામે પોતાનું જોર જમાવી રહ્યો હતો કંપની-સરકારે જો દેશનો કાબુ હાથમાં ન લીધો હોત તો ગણેશચંદ્ર પોતાના બાહુબળે પંજાબના ન્હાના મોટા રાજા કે જમીનદાર જરૂર બની શક્યો હોત સાહસ કે શૌર્યની ઊણપને લીધે નહીં પણ સમય બળની પ્રતિકૂળતાએ ગણેશચંદ્ર ન ફાવ્યો

ગણેશચંદ્ર. જીવનની છેલ્લી ઘડી સુધી ધાડપાડુ-લુંટારૂ તરિકે જ ઓળખાયો એ પાતળો પડદો ચીરાયો હોત તો ગણેશચંદ્રની એક બહારવટીયા તરિકે પણ કોઇ ભાટે બીરૂદાવલી લલકારી હોત ગુજરાત-કાઠિયાવાડના બ્હારવટીયાના પરાક્રમો અને એમની નીતિપરાયણતા આજે સાહિત્યમાં સારૂં જેવું સ્થાન પામ્યા છે પંજાબમાં, કંપની સરકારની સ્થાપનાના દિવસો દરમીયાન આ બહારવટીયાના જીવન કેમ ઘડાયા એ આપણે નથી જાણતા

માત્ર એક પ્રસંગ લખું છું

અત્તરસિંઘ લેહરા ગામનો જાગીરદાર હતો ગણેશચંદ્ર પણ એ જ ગામમાં રહેતો ગણેશચંદ્રનો પુત્ર દિત્તા રોજ અત્તરસિંઘને ત્યાં રમવા જતો

દિત્તાના બાળલલાટ ઉપર અત્તરસિંઘે અતિ ઉજ્જવળ ભાવીના ગૂઢાક્ષરો ઉકેલ્યા અસાધારણ બુદ્ધિમત્તા અને સ્વભાવસિદ્ધ પ્રાભાવિકતા એ બાળ-મુખની આસપાસ લહેરાતી એણે જોઇ ભલભલા રાજા-મહારાજાના અને વિદ્વાનોના મસ્તક એના ચરણમા ઝૂકતા એણે કલ્પ્યા

અત્તરસિંઘ પોતે પણ એક ધર્મગુરૂ હતો. શીખ સંપ્રદાયમા એ સારૂ સ્થાન ધરાવતો. દિત્તા જેવા બાળકને પોતાના પુત્ર-શિષ્ય તરિકે સ્થાપવાની એને આકાક્ષા જાગી.

શરૂઆતમા એણે સીધો માર્ગ લીધો થોડા સ્નેહના, થોડા પ્રલોભનના શબ્દો કહી માતાપિતા પાસેથી દિત્તાને મેળવી લેવાનો એણે પ્રયત્ન કર્યો માતા રૂપાદેવી અને પિતા ગણેશચંદ્રજીએ પણ એ માગણીનો સાફ સાફ ઇન્કાર કર્યો.

અત્તરસિંઘે બીજી યુક્તિ આદરી· "આ પુત્ર બડભાગી છે તમારી પાસે તો એ નથી જ રહેવાનો શા સારૂ એનુ ભવિષ્ય બગાડો છો ? મારે ત્યા એ રાજવૈભવ માણશે. વાત્સલ્યની લાગણીથી દોરવાઇ આ બાળકનુ બલિદાન શા સારૂ દો છો ?' અત્તરસિંઘ સ્હેજ ઉગ્ર બન્યો.

અત્તરસિંઘ સાચો હતો એનુ અનુમાન બરાબર હતુ એ ઘણીવાર દિત્તાને પોતાની પાસે બેસારી એની કાલીઘેલી વાણી સાભળતો, વિનોદ પણ કરતો અને દિત્તાને રીઝવવા પોતાથી બનતુ બધુ કરતો એને મન દિત્તા એક બાળક જ નહોતો. કોઇ વનરાજનુ સતાન ભૂલુ પડી બકરાના જૂથમા આવી ચડયુ હોય અથવા કોઈ નક્ષત્ર છૂટુ પડીને પૃથ્વી ઉપર ઉતરી આવ્યુ હોય એમ એને લાગતું માતાપિતાના વાત્સલ્યભર્યા આકર્ષણ પાસે અત્તરસિંઘની કઈ કારી ન ફાવી

એ સત્તાધારી હતો સત્તાના મદમા એ મર્યાદા ભૂલ્યો એણે ગણેશચંદ્રજી ઉપર ખોટું તહોમત મૂકી એના હાથ-પગમા બેડીઓ નાખી બદીવાન બનાવ્યો ગણેશચદ્રને છૂપા સદેશો મોકલ્યો " દિત્તા સોપવાનુ કબૂલ કરે તો જ આ કારાવાસની યત્રણામાથી બચી શકશે બીજો કોઇ ઇલાજ નથી "

ગણેશચદ્ર ગુજરાતનો વાણીયો ન હતો અત્તરસિંઘની ધમકીની એણે પરવા ન કરી પોતાના બાવડાના બળે એણે બેડીઓ તોડીને ફેકી દીધી કેદખાનાનુ પાજરૂ તોડીને એ બ્હાર આવ્યો

રાતો-રાત પોતાના પુત્ર તથા પત્નીને લઈ, લેહરા ગામમાથી છૂટી રૂડીવાળા ગામમા આવી પહોચ્યો એ પછી એણે આડેક સાથીદારોની એક ટોળી જમાવી અને બ્હારવટું ખેડવા બ્હાર પડ્યો

ગણેશચંદ્રજીના જીવનની આથી વિશેષ હકીકત નથી મળી બ્હારવટા સિવાય એને બીજો કોઇ માર્ગ ન મળ્યો. છેલ્લે છેલ્લે એના જીવનનો કરૂણ અંત બતાવનારા બે–એક વાકયો મળે છે

“ આખરે એ બ્હારવટીયા તરિકે પકડાયો. દસ વર્ષની સખત કેદની સજા પામ્યો; પણ એ સજા પૂરી થાય તે પહેલા જ, આગ્રાના કીલ્લામા કંઈ તોફાનને લીધે ગોળી-બ્હાર થયા અને ગણેશચંદ્ર પણ એવી જ એક ગોળીનો ભોગ બન્યો. ”

આ ગઇકાલની જ એક કથા છે. સત્યયુગમા એવી કોઈ ઘટના બનવા પામી હોત તો તેની આસપાસ કલ્પના અને ચમત્કારના કોણ જાણે કેટલાય રંગ પૂરાયા હોત. યુગબળ જ્યારે વિરૂદ્ધ વર્ત્તતુ હોય ત્યારે શક્તિશાલીઓ–સાહસિકોના બળ, બુદ્ધિ કેટલા નિષ્ફળ બને છે તે આ કરૂણ કીસ્સામા દેખાય છે. સંજોગો અનુકૂળ હોત તો એ જ ગણેશચંદ્ર પંજાબની કીર્તિકથામા પોતાનો સારો હીસ્સો ઉમેરી જાત. અસ્તુ

---

અમુક્ય-હીન જાતિઓને જે જુદી (જુદી) માને છે તેમને અમે બુદ્ધિમાન કહેતા નથી કારણ કે અમારો એવો નિશ્ચય છે કે [illegible] તો મારા કામ કરાવી થાય [illegible] [illegible], [illegible] [illegible] [illegible] [illegible] તેમને [illegible] [illegible] [illegible] માનવ [illegible] [illegible] તેને સાગ માનશે નાચગાત્રવાળા સાથે જ ખાનપાનનો વહેવાર રાખતા નથી તેનુ કારણ તો કુલરૂઢી છે. એ લોકોની જ નિંદા કરે છે તેઓ મહાઅજ્ઞાની છે. કારણ કે અમારો સિદ્ધાંત છે કે નિંદા તો કોઈની પણ ન કરવી. તેમને જે અસ્પૃશ્ય માનવામા આવ્યા છે તે પણ [illegible] છે.

—શ્રી વિજયાનંદસૂરિ.

## ૨

ગણેશચંદ્રની પાછળ દિત્તાની કાળજી રાખે એવુ કોઇ ન હતુ. જીરામા, (જી ફીરોજપુર) જોધમલ ઓસવાલ નામનો એક ગૃહસ્થ દિત્તાનો પોષક પિતા બન્યો. કોણ જાણે કેમ પણ જોધમલ ઓસવાલ અને ગણેશચદ્રજી વચ્ચે મૈત્રીનો તાર સધાયો હતો બન્નેના માર્ગ અને વ્યવહાર જુદા જુદા હતા એક વેપારી હતો તો બીજો વ્હાર-વટીયો હતો, છતા એ બન્ને વચ્ચે મૈત્રી બધાઈ દિત્તા જોધમલને ત્યા મ્હોટો થવા લાગ્યો વિધિનો જ એમા કઈ છૂપો સકેત હોય એમ નથી લાગતુ ?

જોધમલનુ કુટુબ સસ્કારી હતુ દિત્તાના હૃદયરૂપી નિર્મળ કાગળ ઉપર એ ધર્મસસ્કારના અક્ષરો અકાવા લાગ્યા જોધમલનુ ઘર એ જ દિત્તાની નિશાળ બની

જોધમલનો એક ભાઇ દિત્તામલ કરીને હતો એટલે અહી દિત્તા દેવીદાસ તરિકે ઓળખાવા લાગ્યો અહી દિત્તાને કેટલાક સ્થાનકવાસી સાધુઓનો સહવાસ સાપડ્યો. એ સહવાસના પરિણામે દિત્તા પણ સામાયિક, પ્રતિક્રમણ, નવતત્ત્વ, છવીસ દ્વારના કેટ-લા' પાઠ ભણ્યો

દિત્તા બાળક મટી યુવાન બન્યો જુવાનના જીવનમા અણધાર્યા–અણચિતવ્યા કેટકેટલા પલટા આવે છે ? જોધમલનાં ધનમાલ દિત્તાને સુખમા રાખવા માટે બસ હતા. જોધમલ દિત્તાના લગ્નની તૈયારી કરી રહ્યો હતો એક રીતે દિત્તા, જોધમલનો પોતાનો પુત્ર બની ચૂકયો હતો એટલામા આકાશને આરે અજાણ્યા બે તારા દેખાય તેમ દિત્તાના જીવન–પટ ઉપર "ગગારામ અને જીવણરામ" નામના બે સ્થાનકવાસી સાધુના તેજ પથરાયા જુવાન દિલનો દિત્તા વિમાસણમા પડ્યો

દિત્તાનુ દીક્ષા તરફ ખેચાણ થતુ જોઇ જોધમલે એક દિવસે દિત્તાને પોતાની પાસે બોલાવી સ્નેહકોમળ સ્વરોમા સમજાવવા માડ્યો "બેટા ! દેવીદાસ ! તું એમ ન સમજતો કે તારૂ અહીં કોઇ નથી તુ મારો ધર્મપુત્ર છે મારી મિલ્કતનો ત્રીજો હીસ્સો, તુ ચાહે તો આજે જ તારા નામે ચડાવી દેવા તૈયાર છુ તારા લગ્નની જવા-બદારી પણ મારી ઉપર જ છે તુ મને પૂછ્યા વિના કઈ સાહસ ન કરતો" આટલુ કહેતામા જોધમલ ગળગળો થઈ ગયો બાકીની હકીકત જોધમલના આસુએ પૂરી કરી. દેવીદાસ મૌન રહ્યો જોધમલના ઉભરાતા વાત્સલ્યનો જવાબ એની પાસે ન્હોતો

થોડીવારે દેવીદાસ એકલો પડયો અંધારા ભોંયરામાં જાણે માર્ગ શોધતો હોય તેમ તે વિચાર કરવા લાગ્યો

સંસારનો સીધો અને નિષ્કંટક માર્ગ એની આગળ ખુલ્લો પડ્યો હતો સારો યે સંસાર એ માર્ગે કલકલ નાદ કરતો ચાલ્યો જાય છે ઠેકઠેકાણે મુસાફરોના જૂથ જામ્યા છે પોતાના સુખ-દુઃખના, વ્યથાના, ઉપાધિના અનેકવિધ રાગ આલાપતા, કોઇ ઉન્હા આંસુ સારતા, કોઇ ઉષ્ણ નિશ્વાસ નાખતા માર્ગ કાપ્યે જાય છે

સંયમનો રાહ એટલો સાફ, સીધો કે નિર્વિઘ્ન નથી માર્ગભૂલેલાઓને કોઈ રસ્તો ચીંધનાર પણ ભાગ્યે જ મળે છે રસ્તાને કાંઠે જ વાઘના ઉઘાડા જડબા જેવી ખીણ ખુલ્લી પડી છે જરા પણ સ્ખલન થાય તો બાંય પકડીને બચાવનાર કોઇ નથી પોતાના નિજના બળ, પોતાના નિજના પ્રકાશ વિના બીજુ કોઈ અવલંબન નથી ખાંડાની ધાર ઉપર ચાલવુ અને સંયમ સ્વીકારવો એ સરખુ છે

આખરે દેવીદાસે નિર્ણય કરી વાળ્યો એણે આત્માનો અવાજ સાંભળ્યો જીવણ-રામ પાસે સ્થાનકવાસી સંપ્રદાયની દીક્ષા લેવાનો નિરધાર કર્યો જોધમલે અને દેવીદાસની માતાએ પણ ન છૂટકે-લાચારીએ એને છેલ્લા આશીર્વાદ આપ્યા ભવિષ્યનો ઉજ્જ્વળ ઇતિહાસ બોલાવતો હોય તેમ દેવીદાસને દીક્ષા લેવાની અનુમતિ આપતા જોધમલે કહ્યુ

"બેટા, બીજુ તો કંઈ નથી કહેતો ચિરંજીવ રહેજે અને જૈન ધર્મનો ખુબ ખુબ ઉદ્યોત કરજે !

પંજાબના માલેર કોટલામા દેવીદાસનો દીક્ષા-ઉત્સવ ઉજવાયો.

દીક્ષા આપ્યા પછી, દેવીદાસનુ નામ શુ રાખવુ એ સ્થા સાધુઓને એક સવાલ થઈ પડયો દેવીદાસની માતાએ ખુલાસો કર્યો "દિત્તા એ એના કાકાએ પાડેલુ નામ છે, દેવીદાસ એના પાલક પિતા-જોધમલે આપેલુ નામ છે જ્યારે એનુ ખરૂ નામ તો 'આત્મારામ' જ છે."

એક વખતનો દિત્તા અને દેવીદાસ હવે આત્મારામજી તરિકે ઓળખાવા લાગ્યા એ જ આત્મારામજી મહારાજને આજે સમસ્ત જૈન સમાજ અને સંસ્કારી દુનીયા "ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનંદસૂરિ" ના નામે ઓળખે છે અને યાદ કરે છે

# ૩

શ્રી આત્મારામજીએ જો માત્ર સુખ અથવા આરામ અર્થે જ દીક્ષાનો ભેખ ધર્યો હોત તો તેઓ સર્વ પ્રકારની ચિંતા તેમજ મંથનોથી પર રહી શકયા હોત નીચું મ્હો નાખીને ચીલે ચીલે ચાલવામાં એમણે સંતોષ માન્યો હોત તો અસંખ્ય મનુષ્યો જે રીતે જીવીને ભૂતકાળની સમાધિમાં સમાઇ જાય છે તેમ એમના સંબંધમાં પણ બન્યું હોત.

દીક્ષા અંગીકાર કર્યા પછીના થોડા વર્ષો એમ ને એમ વીતી જાય છે એમના આત્માની ભૂખ પ્રથમથી જ અનોખી હતી, એમની ગુરૂભક્તિ પણ એટલી જ દૃઢ હતી, પણ એ પછી જેમ જેમ એમને અભ્યાસ અથવા જ્ઞાનનો આહાર મળતો જાય છે તેમ તેમ એ ભૂખ પણ વધુ ને વધુ ઉગ્ર બને છે એ તો જ્ઞાનનો આખો સાગર પી જવા ઉત્સુક છે થોડા ટીપાં, અહીંતહીંથી મળતા છૂટાછવાયા ન્હાના પ્યાલા એમની તૃષા છીપાવી શકતા નથી ગુરૂ બહુ જ્ઞાની ન હતા એમની પાસેથી આત્મારામજીને વધુ કંઇ મળી શકે એમ ન હતું જો કોઇ સારો અભ્યાસ કરાવનાર હોય તો એ વખતે આત્મારામજી રોજ રોજ ત્રણસો શ્લોક કંઠાગ્ર કરવાને સમર્થ હતા આરંભના પાંચ-૭ વર્ષમાં જ એમણે, સંપ્રદાયની મૂળ મુડી જેવા ૩૨ શાસ્ત્રો ભણી લીધા

હવે ખરૂં મનોમંથન શરૂ થયું અભ્યાસ દરમ્યાન એમણે જોઇ લીધું કે શાસ્ત્રોના અર્થ જુદા જુદા સાધુઓ જુદી જુદી રીતે કરતા કોઇ કોઇ ૧૧ શાસ્ત્રોને જ માનતા અને બાકીના યતિઓની કલ્પના છે એમ કહેતા શાસ્ત્રોના અર્થમાં મોટો મતભેદ થાય ત્યારે ચાર-પાંચ જણા બેસી એક પ્રકારનો પંચાયતી અર્થ ઉપજાવતા એ જ અર્થ સૌએ માનવો એવો આગ્રહ ધરાવતા ‘ ટબા એ પ્રાય સૌનો આધારસ્તંભ હતો ટબાનો અર્થ પોતાની માની લીધેલી માન્યતાને અનુકૂળ ન જણાય ત્યાં એ ટબા ઉપર પણ હરતાલ લગાડવામાં સંકોચ ન્હોતો રખાતો એ રીતે શુદ્ધ શાસ્ત્રીયતાના વિષયમાં ઠેક-ઠેકાણે અરાજકતા અને સ્વચ્છંદતા ફેલાયલી શ્રી આત્મારામજીએ જોઈ

વ્યાકરણ એ શાસ્ત્રસાહિત્યરૂપી ભંડારની મુખ્ય ચાવીરૂપ છે એ ચાવીને ભૂલેચૂકે પણ કોઈ ન અડે એવી આ સંપ્રદાયમાં પાકી ચોકી રખાતી હતી જોધપુરના વૈદ્યનાથ પટવાએ એક વાર આત્મારામજીને કહ્યું “ તમારી બુદ્ધિ બહુ નિર્મળ છે શાસ્ત્રોના સાચા અર્થ અને રહસ્ય પારખવા હોય તો તમે વ્યાકરણનો અભ્યાસ કરો ”

આત્મારામજીએ એ સલાહ ન માની કારણ કે ગુરૂની મનાઈ હતી નાગોર મુકામે પણ ફકીરચંદજી નામના એક સાધુએ, આત્મારામજીની અસાધારણ બુદ્ધિશક્તિ જોઇ વ્યાકરણ ભણવાની ભલામણ કરી એ વખતે પણ એમણે ગુરૂ–આજ્ઞાની વિરૂદ્ધ જવાની હામ ન ભીડી

આંખે પાટા બાંધ્યા હોય એ કરતા પણ અધિક મુંઝવણ આત્મારામજીને હવે થવા લાગી દેવતાઓનો વૈભવ જોવાની આશાએ એક મનુષ્ય દેવલોકમા–દેવવિમાનમા જાય પણ ત્યા પહોચ્યા પછી એની આંખે પાટા બાંધવામા આવે–વચ્ચે વચ્ચે થોડીવાર ખોલવામા આવે અને પાછા વધુ મજબુતીથી બંધ કરવામા આવે એના જેવી જ અકળામણ આત્મારામજી અનુભવી રહ્યા

શાસ્ત્રો ભણાય, પણ એનો અર્થ કરવામા વ્યાકરણ કે ન્યાયની છાયા સરખી પણ ન લેવાય રૂઢીએ, પરંપરાએ કે એકાદ માન્ય ગણાતા પુરુષે જે તૈયાર અર્થ આપ્યા હોય તે જ મુંગે મોઢે સ્વીકારી લેવા પડે એ સ્થિતિ એક જ્ઞાનપિપાસુને, એક સત્ય શોધકને કેટલી અસહ્ય થાય ?

સંપ્રદાયો એ રીતે જ પોતાની અંદર બળવાખોરો જન્માવે છે આત્મારામજી પરમ વિનિત હતા, શાંતિના પરમ ચાહક હતા, અને એમ હતુ એટલે જ તો તેમણે ગુરૂ–આજ્ઞા વિરૂદ્ધ વ્યાકરણનો અભ્યાસ કરવાની ના પાડી ક્રમે ક્રમે એ વિનય અને એ આજ્ઞાપાલને બેડ઼ બળવાનુ રૂપ ધર્યું

એમણે વિચાર કર્યો અભ્યાસમા કોઈ પ્રકારનો વિરોધ કે નિષેધ કેમ હોઈ શકે ? આ પ્રકારની સંકુચિતતા જ બતાવી આપે છે કે જેને તેઓ શુદ્ધ સુવર્ણ તરીકે ઓળખાવે છે તેની કસોટી કરાવવા તેઓ પોતે તૈયાર નથી

મુંઝવણમાથી માર્ગ શોધવા તેમણે પોતે એક દિવસ ગુરૂજીને પૂછ્યુ ' હું વ્યાકરણ ભણી શકુ ? '

" નહી એનો એ જ જવાબ મળ્યો

' ગુજરાતમા સારા વિદ્વાન સાધુઓ છે તેમની પાસે જઈ શકુ ? " આત્મારામજીએ બીજી માગણી મૂકી

' નહીં ' ગુરૂજી પાસે નિષેધ વિના બીજો કોઈ જવાબ નહોતો

પોતે વાડામા પૂરાયા છે અને ડગલે ને પગલે નિષેધની ન્હાની–મ્હોટી વડીઓ

ઉભી કરવામા આવી છે એવી એમની ખાત્રી થઇ આ વાડો કોઈ કાળે યથાર્થ જૈન-દર્શન ન હોઇ શકે એમ એમનો આત્મા અંદર રહ્યો રહ્યો પોકારી ઉઠયો

શત્રુંજય, ગિરનાર અને બીજાં અનેક ભવ્ય તીર્થોની કીર્ત્તિ એમના કાન ઉપર આવવા લાગી ચિત્તોડના પુરાણા ખંડેરો, પ્રાચીન જૈનમંદિરોના અવશેષો, કીર્તિસ્તંભ વિગેરે જોયા પછી એમને પોતાના વાડાના બંધનો વધુ વ્યથા ઉપજાવવા લાગ્યા

સંપ્રદાયના નિષેધની પરવા કર્યા વિના એમણે રોપડ નામના ગામમા એક પંડિત પાસે સારસ્વત વ્યાકરણનો અભ્યાસ શરૂ કર્યો થોડા અભ્યાસને અંતે જ એમને આખુ કાવતરૂ સમજાયુ. પૂરૂ વ્યાકરણ ભણ્યો હોય એવો કોઈ માણસ શાસ્ત્રના મનફાવતા અર્થ માન્ય ન કરી શકે એટલે જ સંપ્રદાયે વ્યાકરણ ભણવાનો સખ્ત પ્રતિબંધ કર્યો છે, એ વાત કોઇના કહ્યા વિના તેમણે સમજી લીધી એ પછી એમણે વ્યાકરણ સંપૂર્ણ જાણવાનો અને માત્ર મૂળને જ વળગી નહીં રહેતા પૂર્વાચાર્યોએ નિર્મેલી નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણી ટીકા વિગેરે વાચવાનો-વિચારવાનો પણ નિર્ણય કરી લીધો સામાન્ય સાધુ જે માર્ગે જવાનુ સ્વપ્ને પણ સાહસ ન કરે તે માર્ગ એમણે મક્કમપણે અંગીકાર કર્યો. બેડા બળવાનુ અહીં બીજ વવાયુ વૃદ્ધ પંડિત રત્નચંદ્રજી સાધુના સહવાસે એ બીજને પાણી પાઇ ઉછેર્યુ

---

जब बहुत धूर्त्त ज्ञानी और जबरदस्त होते है और प्रतिपक्षी असमर्थ कमसमजवाले होते है तब कोइ अपने मतलबको भूलता नही. कोइ सत्यमार्गी परमेश्वर का भक्त हि स्वार्थत्यागी परमार्थ का संपादक होता है, पाखंडी बहुत होता है. इस वास्ते अब भी पाखंडी लोगोंको उचित है कि अपना लालच छोड देवें, और लोगों को भ्रमजाल में न गेरे, सत्य विद्या का पठनपाठन करे, लोगों को अच्छी बुद्धि देवें, हिंसक और जूठे शास्त्रों को छोड देवें, कमा करके खावे, छल कपट न करे, सर्व जीवों पर सामान्य बुद्धि रखे, दुःखी कों साहाय्य देवे, काली कंकाली भैरव प्रमुख हिंसक और जूठे देवों कों मानना छोड देवें, सत्य शील संतोषसे चले तो अब भी इस देश के लोगों के वास्ते अच्छा है........ श्री विजयानंद सूरि.

## ૪

સંવત્ ૧૯૨૦ નું ચોમાસું આત્મારામજી મહારાજે આગ્રામાં કર્યું એ વખતે સ્થા સમાજના વૃદ્ધ પંડિત સરળ સ્વભાવી રત્નચંદ્રજી પણ ત્યાં જ ચોમાસું રહ્યા હતા

રત્નચંદ્રજીએ આત્મારામજીની તેજસ્વિતા અને બુદ્ધિમત્તા જોઈ લીધી તેઓ પોતાની પાસેની બધી શાસ્ત્ર-મુડી આત્મારામજીને અર્પવા તૈયાર થયા આત્મારામજીએ એક વાર ભણેલા શાસ્ત્રોની પુનરાવૃત્તિ માંડી તે ઉપરાંત બીજાં શાસ્ત્રો પણ વાંચ્યાં

વ્યાકરણનો થોડો બોધ થયા પછી અને તેમાંયે રત્નચંદ્રજી જેવા સુયોગ્ય શિક્ષકનો સંયોગ થવાથી આત્મારામજીને એક નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થઈ જૂના બધા અર્થો એમને કલ્પિત લાગ્યા રત્નચંદ્રજી પાસે જેમ વધુ વખત રહેવાય તેમ વધારે સારું એમ એમને લાગ્યું પણ એટલામાં તો ગુરુ મહારાજની આજ્ઞા આવી અને આત્મારામજીને રત્નચંદ્રજીથી છૂટા પડવાનો પ્રસંગ આવ્યો ગુરુ જીવણરામજીને આ જ વખતે પાંજરામાં પૂરાયેલા પોપટને પાંખો આવતી હોય અને પીંજરાની બારી જરા પણ ઉઘાડી રહી જાય તો પોપટ ઉડી જાય એવી ભ્રાંતિ લાગી આત્મારામજીને એકદમ પોતાની પાસે બોલાવી લેવામાં એમને પોતાના ટોળાની સહીસલામતી સમજાઈ.

રત્નચંદ્રજીને આત્મારામજીથી વિખૂટા પડતાં બહુ દુઃખ થયું આત્મારામજીની સાત્ત્વિક જીજ્ઞાસા અને સત્યશોધનની પ્રબળ વૃત્તિએ રત્નચંદ્રજીના અંતરમાં ઊંડી અસર કરી હતી

આત્મારામજીને વિદાય આપતાં રત્નચંદ્રજીએ બહુ જ સ્નેહપૂર્ણ શબ્દોમાં કહ્યું "મારી સલાહ માને તો તું હવે પછી જિનપ્રતિમાની જરા સરખી પણ નિંદા કરવાનું માંડી વાળજે મારી બીજી સલાહ એ છે કે ગમે તેવા નવા કોઈ શાસ્ત્રનો સ્પર્શ કરવો એ ઠીક નથી અને ત્રીજી વાત એ છે કે જૈન સાધુએ હંમેશાં પોતાની પાસે દાંડો રાખવો જૈન શાસ્ત્રોના અધ્યયનથી તું પોતે જ આજે નહીં તો આવતી કાલે એ વાત સમજી શકશે એટલું છતાં મને આ દાંડાના સેવાથી જે સત્ય સમજાયું છે તે તારી પાસે સ્પષ્ટ શબ્દોમાં કહી દઉં છું તું એનો અવળો અર્થ નહીં કરે એવી મારી પૂરી ખાત્રી છે"

મુહપત્તી તેમજ શાસ્ત્ર સંબંધમાં પણ આત્મારામજીએ કેટલાક ખુલાસા મેળવી લીધા.

અંતે છૂટા પડતા આત્મારામજીએ વચન આપ્યું. "હજી એક વાર ફરીથી, મારા મનના નિશ્ચયને અર્થે શાસ્ત્રોના અર્થ વિચારી જોઇશ મારી શક્તિ અનુસાર ભવ્ય જીવોને સત્યનો જ બોધ આપીશ એ સત્ય કોઇને રૂચે યા ન રૂચે હું એની પરવા નહીં કરૂં"

આત્મારામજી આગ્રાથી વિહાર કરી દિલ્હી આવ્યા અહીં તેમના સાથીઓમાંના કેટલાકોને આત્મારામજીની શ્રદ્ધા વિષે આશંકા ઉપજી અને એ સ્થિતિ સાવ સ્વાભાવિક હતી. આત્મારામજીની મ્હોટી મુશ્કેલી એ હતી કે હજી એમને પોતાના સંપ્રદાયમાં રહીને કેટલીક તૈયારીઓ કરવાની હતી પોતાની શ્રદ્ધા બદલાઇ છે એ વાત તેઓ એકદમ જાહેર કરવા ખુશી ન્હોતા એમ કરવાથી ઉલટો કોલાહળ થાય અને પોતાના સાથીઓ પણ કદાચ અલગ થઇ જાય એવી એમને ભ્રાંતિ હતી.

આગ ઉપર વસ્ત્ર ઓઢાડવાથી આગ છુપાતી નથી આત્મારામજી ગમે એટલા સાવધ રહે તો પણ તેમના અંતરંગના અનુરાગીઓ એમનો હૃદયપલટો જોઈ ગયા. વિશ્નચંદજી અને કનીરામજી નામના બે સહચારીઓ સાથેનો એક એવો પ્રસંગ મળે છે.

વિશ્નચંદજી આત્મારામજી પાસે રહી અભ્યાસ કરતા હતા એક દિવસે માતરૂં કર્યા પછી એમ ને એમ, હાથ ધોયા વિના જ શાસ્ત્ર ભણવા બેઠા આત્મારામજી એ સહી શક્યા નહીં કહ્યું ખબરદાર! હાથ ધોયા વિના જો તમે શાસ્ત્રનો સ્પર્શ કરશો તો મને નહીં પોસાય' વિશ્નચંદજીના આશ્ચર્યનો પાર ન રહ્યો એમના પોતાના ગુરૂજી કોઇ દિન એવી શુદ્ધિ ન્હોતા રાખતા આહારના પાત્રોના વસ્ત્રો વિગેરે પણ તેઓ ધોવા બેસતા આત્મારામજી એકલા આ વ્યવહારથી કાં જુદા પડતા હશે એવી એમને શંકા થઇ વિશ્નચંદજીની થોડા દિવસની સોબતથી આત્મારામજીની શ્રદ્ધા શિથિલ થઇ હોય એવું એમણે અનુમાન કર્યું વિશ્નચંદજી તરતમાં તો કંઇ ન બોલ્યા, કારણ કે હજી એમને આત્મારામજી પાસેથી ઘણું ઘણું શીખવાનું હતું

કનીરામથી ન રહેવાયું એ પણ આત્મારામજીના એક સંગાથી હતા વેષ, પ્રતિક્રમણ, અને બીજા આચારોના સંબંધમાં એ આત્મારામજી સાથે સીધી ચર્ચા કરી શક્યા નહીં એમને ખાત્રી થઇ કે પહેલાનો આત્મારામજી અને આજનો આત્મારામજી એક નથી

"ગમે તેમ પણ તમારી શ્રદ્ધા બદલાઇ ગઈ છે. દાદા ગુરૂના વ્યવહારમાં અને વચનોમાં પણ તમે હવે શંકા રાખતા થઈ ગયા છો" કનિરામ આવેશમાં ને આવેશમાં બોલ્યો

"મે કોઈ ગુરૂને કે દાદાગુરૂને ગુલામીખત નથી લખી આપ્યુ આ વેષ લીધો છે એ બૂડવા માટે નથી લીધો બાપ કે દાદા ઉડા કુવામા ઉતર્યા હોય તો શું એમના સતાનોએ પણ એ કૂવામા બૂડી મરવુ ?" આત્મારામજીએ એટલી જ સખ્તાઇથી જવાબ આપ્યો.

કનીરામ દિગ્મૂઢ બન્યો. એ તરત જ આત્મારામજીની પાસેથી ચાલી નીકળ્યો

આત્મારામજીની અશ્રદ્ધાની હવા ધીમે ધીમે પ્રસરતી જતી હતી બીજી તરફ એમણે પોતે પોતાના પક્ષને મજબૂત બનાવવાની પેરવી કરવા માંડી. અહીં એક બે વિશિષ્ટતાઓ આપણુ ખાસ લક્ષ ખેચે છે

એક તો માણસ પોતાના પગની જુજવા પ્રકારની જજીરોને, જજીરરૂપે ભાગ્યે જ માને છે સસારની જંજીર એ પણ એવી જ એક જજીર છે એ જજીર તોડી જનારા પાછા, પોતાની કલ્પનાએ ઉપજાવેલી અને પ્રતિષ્ઠાએ મજબૂત કરેલી જજીરમા ફસાઇ જાય છે આ સપ્રદાય કે વાડારૂપી જંજીર કેટલાકોને આભૂષણરૂપ લાગે છે સંસારનો ત્યાગ જીજ્ઞાસુ સહેજે કરી શકે, પણ એ ત્યાગદશા સ્વીકાર્યા પછી પોતાની આસપાસ કરોળીયાની જાળ જેવું જે પ્રતિષ્ઠાનુ-ભક્તિભાવનુ જાળુ બધાય છે તે તોડી શકવાનું સામર્થ્ય તો કોઇ વીરલામા જ હોય છે એ પણ કદાચ પુરુષાર્થી માટે શકય હોય તો પણ અખૂટ ધૈર્ય અને શાતિથી રાહ જોતા બેસવુ પોતાની સાથે બની શકે એટલા પખીઓને પાજરામાથી બ્હાર કાઢતા જવુ એમા એકલી તાકાતની જ નહીં પણ ઠડી તાકાતની જરૂર પડે છે

આત્મારામજી એવી જ ઠડી તાકાત કેળવી રહ્યા હતા એમની વિરૂદ્ધ ગણુગણાટ શરૂ થઈ ચૂકયો હતો. એમના મડળના જ માણુસો આત્મારામજી વિષે શકાશીલ બનતા જતા હતા એક છૂટાછવાયા બળવાખોર તરિકે નાસી છૂટવુ હોત તો આત્મારામજીને માટે એ મુદ્દલ અશકય ન હતુ.

તેઓ સૌની સાથે છૂટથી ચર્ચા કરતા પોતાના દ્રષ્ટિકોણ સૌને સમજાવતા શુદ્ધ શાસ્ત્રીય દ્રષ્ટિએ પાઠના અર્થ ઉકેલતા બરાબર આ જ દિવસોમા એમને એક યતિના ગ્રથસગ્રહમાથી "શ્રી શીલાકાચાર્યવિરચિત શ્રી આચારાગસૂત્રવૃત્તિ" મળી આવી એ વખતે એમને જે આનદ થયો તે વર્ણનાતીત છે આધળાને આખ મળવાથી પણ કદાચ એટલો આનંદ ન થાય એ પ્રાચીન-પ્રામાણિક ગ્રથના આધારે એમણે પોતાના સાપ્રદાયિક આચાર-વહેવારની સરખામણી કરવા માડી બે પક્ષ વચ્ચે જાણે કે જમીન આસમાન જેટલુ અતર દેખાયુ

થોડો વખત સાથે રહેવાથી અને જીજ્ઞાસાભાવે ચર્ચા કરવાથી વિશ્નચંદજી જોઇ શકયા કે આત્મારામજીની શ્રદ્ધા વિષે શંકા ઉઠાવવી એ એમને અન્યાય આપવા જેવું છે બેટાના ટોળામાં એ જ એક સિંહ-સંતાન છે

વિશ્નચંદજીને એક શિષ્ય હતો એનું નામ ચંપાલાલજી ચંપાલાલજી કેટલીયે વાર વિશ્નચંદજીને પૂછતો "આપણા સંપ્રદાયની અને આત્મારામજીની ઘણી ઘણી વાતોમાં મને મ્હોટો ભેદ દેખાય છે" વિશ્નચંદજી યુકિતપ્રયુકિતથી એના મનનું સમાધાન કરતા. વિશ્નચંદજી ખુલ્લે ખુલ્લી વાત કહેતા સંકોચાતા એમને ભય હતો કે જો સંપૂર્ણ હકીકત બ્હાર આવે તો સંપ્રદાયમાં સંક્ષોભ જાગે અને પરિણામે ઘણી હેરાનગતી ભોગવવી પડે એટલે તેઓ ચંપાલાલજીને કોઈ રીતે મનજાવી લેતા

એક દિવસે ચંપાલાલજીએ સાફ સાફ શબ્દોમાં ખુલાસો કરવાનો આગ્રહ કર્યો એમણે કહ્યું "ગુરૂજી ! આ સાધુપણું શા માટે અંગીકાર કર્યું છે ? ખાવું-પીવું અને પહેરવું-ઓઢવું એ જ જો જીવનનો નીશાનો હોત તો પછી ઘર-સંસાર શું ખોટો હતો ? અને આપનું જે શરણું લીધું છે તે પણ ડુબવાને સારૂ નહીં-તરવાને સારૂ લીધું છે આપ જો પેટછુટી ખુલ્લી વાત ન કરો તો મારે બીજા કોનો આશ્રય લેવો ?"

"હવે તું આત્મારામજીની વાતો સમજી શકશે ચાલ એમની પાસે" એમ કહીને વિશ્નચંદજી ચંપાલાલજીને આત્મારામજી પાસે લઇ ગયા એના અંતરદ્વાર ઉઘડ્યા હતા આત્મારામજીના સત્યશોધનનો જ્ઞાન પ્રકાશ ચંપાલાલજીના દિલમાં અનાયાસે પથરાઇ રહ્યો

ત્રણેએ સહકાર સાધી, સ્થાનકવાસી સંપ્રદાયમાં સનાતન જૈન દર્શનની પ્રરૂપણા શરૂ કરી દીધી ભાગ્યયોગે કેટલાક જીજ્ઞાસુ શ્રાવકો તેમજ સાધુઓ આત્મારામજીના ઝંડા નીચે આવી ઉભા રહ્યા

પોતાને શ્રુતકેવલી તરિકે ઓળખાવનાર શ્રાવકો અને મગજ પ્રમાણે શાસ્ત્રોનો મનકલ્પિત અર્થ કરી અનુરાગીઓ ઉપર ભુરકી નાખનારા પૂજ્યોનો એ જમાનો હતો યુકિત કે સંગતિ શોધવા જેટલો અવકાશ અને આવડત ભાગ્યે જ કયાંય દેખાતા અંધશ્રદ્ધાનું એકછત્રી સામ્રાજ્ય પ્રવર્તતું

આત્મારામજીએ બળવાનો વાવટો છડેચોક ફરકાવવાને બદલે પોતાની કીલ્લેબંધી કરવી શરૂ કરી વાળી મજબૂત ઇમારત બાંધનારાઓ કયાંય સુધી પાયામાં જ ખોદાણું કામ ચલાવે છે એ પાયા પૂરા થતા બ્હારના કામનો આરંભ થાય છે આત્મારામજીએ પાયા ખોદવાનું કાર્ય આરંભ્યું

# ૫

અમૃતસરમા એક દિવસે, આત્મારામજી મહારાજની વ્યાખ્યાનસભામા શ્રોતાઓની ઠઠ્ઠ જામી હતી રોજ એવી જ શ્રાવકોની ઠઠ્ઠ જામતી આત્મારામજી વ્યાખ્યાનમા શ્રી ભગવતી–સૂત્ર સટીક વાચતા વ્યાકરણના અધ્યયનથી તેઓ સસ્કૃત ઉપર સુદર કાબૂ મેળવી શકયા હતા શ્રી ભગવતી–સૂત્ર સાભળનારાઓ મહારાજજીની વકતૃતા અને યુક્તિ ઉપર યુકિત અવતારવાની શકિત ઉપર મુગ્ધ થતા સપ્રદાયના પૂજ્ય અમરસિઘજીને પણ બે ઘડી આત્મારામજી પ્રત્યે મોહ ઉપજતો આત્મારામજી પોતાના સપ્રદાયમા એક જવાહીર છે એમ માનતા પોતાના શિષ્યો આત્મારામજી જેવા જ થાય એમ ઇચ્છતા અને એટલા માટે તો એમણે આત્મારામજીની સલાહ પ્રમાણે પોતાના શિષ્યોને વ્યાકરણ ભણવાની પણ અનુકૂળતા કરી આપી હતી

રૂઢી અને પરપરામા ઉછરતો મનુષ્ય પોતાના સ્વતત્ર વિચારો છુપાવી શકતો હોત તો રૂઢીભકતો અને પરપરાના ઉપાસકો આજે કેટલી સ્વસ્થતા અનુભવતા હોત ? આત્મારામજી મહારાજ પોતાના સ્વતત્ર વિચારો બહુ જ વિવેકપૂર્વક પ્રકટ કરતા વ્યાખ્યાનમા અને વાર્તાલાપમા પણ મધ્યસ્થતા બતાવતા એક દિવસે એ આવરણ સહેજ ખસી પડયું અમૃતસરની વ્યાખ્યાનસભામા જ પ્રસગોપાત એમનો અકળાયેલો આત્મા પોકારી ઉઠયો

"પૂર્વાચાર્યોના કહેલા અર્થનો ત્યાગ કરી જેઓ શાસ્ત્રવાકયના મનફાવતા અર્થ કરે છે એમની આ લોકમા નહી તો પરલોકમા જરૂર દુર્ગતિ થવાની એ યાદ રાખજો"

હવામા છોડેલુ એ તીર અમરસિઘ પૂજ્યની છાતીમા વાગ્યુ કોઇને વ્યકિતગત ભાવે દુભવવાનો ઇરાદો નહી હોવા છતા, સપ્રદાયનો એક આગેવાન પુરૂષ દુભાયો અજાણતા આત્મારામજીએ એક વિરોધી ઉભો કર્યો

આવા તો સેકડો વિરોધીઓનો સામનો કરી શકે એટલી તાકાત આત્મારામજીમા હતી, પણ તેઓ તત્કાળ કોઈ પ્રકારનો સક્ષોભ ઉભો કરવા માગતા નહોતા. એમના અતરમા સત્યશોધનનો જે પવિત્ર હુતાશ અહોનિશ પ્રજળતો હતો તેની જ આ એક સામાન્ય ચીણગારી હતી અમરસિઘજીના દિલમા એ ચીણગારીએ વિરોધની આગ સળગાવી.

" આજકાલ આત્મારામજીને ખૂબ અભિમાન આવી ગયું છે હું ધારૂં તો એના અભિમાનના ભુક્કા ઉડાવી દઉં એ મારી પાસે કઇ ગણતરીમા છે ? " અમરસિંઘજી પોતાના ભકતોની મંડળીમા એ રીતે ઉભરા ઠલવવા લાગ્યા.

શ્યાલકોટનો સોદાગરમલ્લ–ઓસવાલ એ વખતે અમૃતસરમા જ હતો એ આત્મારામજી મહારાજની અને અમરસિંઘજી પૂજ્યની શકિત અને જ્ઞાનની બરાબર તુલના કરી શકયો હતો તેણે અમરસિંઘને જવાબ આપ્યો

" પૂજ્યજી સાહેબ, મારી એક વાત માનશો ? આત્મારામજીનો અભ્યાસ, એમનું અગાધ જ્ઞાન અને એમની ચર્ચા ચલાવવાની નિપુણતા જોતા મને ખાત્રી થઇ ચૂકી છે કે આપણા આખા યે વાડામા એમના જેવો એક પણ સમર્થ પુરૂષ નથી એની સામે જો તમે વિરોધ ઉભો કરશો તો પરિણામે આપને જ પસ્તાવુ પડશે "

અમરસિંઘજીએ પોતે પણ પોતાના અંતરમાથી એવો જ પડઘો પડતો સાભળ્યો ખુલ્લી રીતે એણે આત્મારામજીનો વિરોધ કરવો માંડી વાળ્યો જ્યારે જ્યારે પ્રસંગ પડે ત્યારે ત્યારે તેમણે આત્મારામજી ઉપર પ્રશંસાના પુષ્પ વેરવા માડયા

' બેટા આત્મારામ ! આપણે એકમત રહીએ તેમા તારી અમારી અને આખા યે સંપ્રદાયની શોભા છે. તું ખરેખર અમારા સંપ્રદાયમા એક રત્નરૂપ છો " અમરસિંઘ આત્મારામજીને વહાલથી વશ કરવા પ્રયત્ન કરતા

એ વખતે આત્મારામ કહેતા " ભલે આપ મારા પૂજ્ય રહ્યા પણ શાસ્ત્રકારોની આજ્ઞાને હું સૌ કરતા વધુ પૂજ્ય માનુ છુ કોઇના સ્નેહથી કે કોઇની ધમકીથી હુ ઉલટી પ્રરૂપણા કદિ નહી કરૂ સૌએ યથાશકિત સત્યાસત્યનો નિર્ણય કરી લેવો જોઇએ આપ પણ એ માર્ગે વિચરો એમ ઇચ્છું છુ માનવજન્મની દુર્લભતા જો એક વાર સમજાઇ હોય તો આપણે પક્ષપાત કે સંપ્રદાયના મોહને તિલાજલી આપી, જે રીતે આત્માનુ કલ્યાણ થાય તે જ માર્ગ સ્વીકારવો જોઇએ "

અમરસિંઘજીને એ હિતોપદેશ ન રૂચ્યો એમને તો પોતાના વાડાની સહિસલામતી સિવાય બીજો કોઇ વિચાર નહોતો–બીજો કોઈ આદર્શ પણ નહોતો

અને અમરસિંઘજી જેવા રખેવાળોની એ મનોવ્યથા સમજાય એવી છે. અનેક પ્રકારની કૃત્રિમતાને લીધે કંટાળેલા અને આત્મકલ્યાણ સાધવાની તિવ્ર ધગશવાળા સાધુઓ આ સંપ્રદાયમાથી એકાએક ખરી જતા હતા થોડા વરસ પહેલા બુટેરાયજી +મહારાજના

+ શ્રી મૂળચંદજી અને વૃદ્ધિચંદજી મહારાજ પણ બુટેરાયજી મહારાજના ઉપદેશથી તપગચ્છમા ભળ્યા હતા

જવાથી, એટલે કે ઢુંઢક મત ત્યજી તપગચ્છનો આશ્રય લેવાથી સમસ્ત સંપ્રદાયે ધરતીકંપનો એક મ્હોટો આંચકો અનુભવ્યો હતો તે પછી પણ છૂટાછવાયા તારા જેવા ઝગમગતા સાધુઓ વાડામાંથી નાસવાની તક જ શોધી રહ્યા હતા એટલામાં ગણેશીલાલ નામનો એક યુવાન સાધુ, આત્મારામજી મહારાજના ગુરૂભાઈનો એક શિષ્ય, મુહપત્તિનો દોરો તોડી, બુટેરાયજી મહારાજ પાસે ચાલ્યો ગયો આવી સ્થિતિમાં અમરસિંઘજી જેવા પૂજ્યો આત્મારામજી જેવા સ્વતંત્ર વિચારકો અને નિર્ભય પ્રરૂપકોની સાથે કવચિત્ સ્નેહથી કવચિત્ દબાણથી તો કવચિત ખુશામતથી પેશ આવે એ સ્વાભાવિક છે

ગણેશીલાલ શ્રી આત્મારામજીના મનોભાવથી પરિચિત હતો તેણે આત્મારામજી મહારાજની સનાતન-શુદ્ધ જૈનધર્મ વિષેની શ્રદ્ધા ખુલ્લી રીતે જાહેર કરી દીધી આત્મારામજી પોતે એમ નોતા ઇચ્છતા તેઓ સમયના પરિપાકની રાહ જોઇ રહ્યા હતા પોતાનું પ્રચારકાર્ય સંપૂર્ણતાએ પહોંચે એટલા સારૂ ધૈર્યપૂર્વક બ્હારના બધા વ્યવહાર જાળવતા હતા

એ પ્રસંગે રણજિતમલ્લ, ચંદનલાલજી નામના એક સાધુ સાથે આત્મારામજીની પાસે આવ્યા રણજિતમલ્લ પહેલેથી આત્મારામજીને ઓળખતા હતા એમણે આત્મારામજીની અશ્રદ્ધા વિષે લોકવાયકા સાંભળી હતી ચંદનલાલજી એમને સમજાવી, શ્રદ્ધામાં મજબૂત બનાવશે એમ માની તેઓ ચંદનલાલજીને ખાસ પોતાની સાથે લઈ આવ્યા હતા

ચંદનલાલજીનું અંતર કોરી પાટી જેવું હતું. એના અંતરદ્વાર સાવ બંધ નહોતા આત્મારામજી સાથેની થોડી ચર્ચાએ ચંદનલાલજીના મન ઉપર આબાદ અસર કરી એટલે થયું એવું કે જે જીતવા આવ્યો હતો તે જ જીતાઈ ગયો જે સમજાવવા આવ્યો હતો તે જ નવું સત્ય સમજી સામા પક્ષની છાવણીમાં સૈનિક તરીકે રહી ગયો રણજીતમલ્લ નિરાશ થયો એ તીનવત્ને ત્યાંથી પાછા ફર્યા

ચંદનમલજીએ પોતાના ગુરુ રૂપમલ્લ પાસે જઈ પોતાના હૃદયપલટા વિષે વાત કરી પોતાની કંઈ ભૂલ થતી હોય તો ઉપકારબુદ્ધિએ બતાવી દેવા ગુરુ-મહારાજને વિનવ્યા એમણે સંક્ષિપ્તમાં જ જવાબ વાળ્યો આત્મારામજીની બધી વાત બરાબર છે અમને પણ શંકાઓ તો હતી જ, માત્ર અમે સમાધાન મેળવી શકતા નહીં. આજે એનું સમાધાન મળે છે " એ પછી રૂપમલ્લજી પણ આત્મારામજીના અનુરાગી બન્યા

આમ એક પછી એક દીવાલો જમીનદોસ્ત થતી જોઈ કયો મકાનનો માલેક શાંતિની નિદ્રા લઈ શકે ? પૂજ્ય અમરસીંઘજીએ હવે કમ્મર કસી એમનાથી ખુલ્લી

રીતે લડી શકાય એમ તો હતુ જ નહી, કારણ કે આત્મારામજીની સામે થવામા જે જ્ઞાન અને નૈતિક સામર્થ્ય જોઇએ તેનો તેમનામા અભાવ હતો

એમણે છુપી જાળ પાથરવા માડી એક " મેજરનામુ " તૈયાર કર્યું એમા લખ્યુ કે—

" જે કોઇ, જિનપ્રતિમાને માને, પ્રતિમાની પૂજા કરવી એવો ઉપદેશ આપે, મ્હો ઉપર મુહપત્તિ બાધનારને વખોડે અને બાવીશ અભક્ષ્યની બાધા કરાવે તેનો આપણા સમુદાયમાથી બહિષ્કાર કરવો "

સંપ્રદાયના પૂજ્યનો ઇસારો થતા જ મુખ્ય મુખ્ય સાધુઓએ મુગે મ્હોઢે એ મેજરનામા ઉપર પોતાની સહીઓ મૂકી દીધી આત્મારામજીના ગુરૂ જીવણમલ્લજીને પણ જાળવીને એ જાળમા ફસાવ્યા તેમણે પોતે સહી કરી આપી એટલુ જ નહી, પણ જીવણમલ્લ અને પન્નાલાલ વિગેરે સાધુઓએ સાથે મળીને આત્મારામજી પાસે જવાનુ અને મેજરનામા ઉપર આત્મારામજીની પોતાની સહી લેવાનુ ઠરાવ્યુ

એ સંકેત અનુસાર જીવણમલ્લ અને પન્નાલાલ આદિ ચાર સાધુઓ આત્મારામજી પાસે કાધલા ( જી મેરઠ ) ગામે પહોચ્યા એ વખતે જીવણમલ્લના ચ્હેરા ઉપર ઉલ્લાસને બદલે ઉદાસીનતા જ ફરી વળી હતી આ આખાયે પ્રપંચમા એમને છળકપટની ઉગ્ર વાસ આવતી હતી પરન્તુ સમુદાયના મોટા ભાગ પાસે તેઓ લાચાર હતા પ્રવાહમા તણાતા તણખલાની જેમ તેઓ અહી માત્ર ખેચાઇ આવ્યા હતા

" તમે પણ આમા સહી કરી દ્યો " પન્નાલાલજીએ અમંગનિઘજીવાળુ લખાણ ખુલ્લુ કરી તેની ઉપર સહી સાથે પોતાની સમ્મતિ દર્શાવવા આત્મારામજીને આગ્રહ કરવા માડયો

આત્મારામ જેવા પુરૂષ આ કાવતરૂ ન સમજે એમ તો શી રીતે બને ? આ આખુયે કાવતરૂ પોતાને ખાતર જ યોજાયુ છે, એ વિષે એમના મનમા લેશ પણ શંકા ન રહી પન્નાલાલજીની વાત સાભળી એમના શાન્ત અને ભવ્ય વદન ઉપર રોષની રક્તિમા તરવરી .

" અને હુ સહી ન કરૂ તો ? " એક યોદ્ધો જાણે કે હળાહળને ગળા નીચે ઉતારી જતો હોય એટલી ગંભીરતાથી આત્મારામજીએ ગુરૂ–જીવણમલ્લ સામે જોયુ અને જવાબ સાભળવા તૈયાર થયા

" સહી ન કરો તો સમુદાયમાથી બ્હાર નીકળવુ પડશે. " ગુરૂને બદલે પન્નાલાલ બોલી ઉઠ્યા

“ હુ તમને નથી પૂછતો—હુ મારા ગુરૂના મુખે એમની સલાહ સાભળવા માગુ છુ ” આટલા મર્યાદિત શબ્દોમા પણ જે તેજનો અબાર ભર્યો હતો તે જીરવવો પન્નાલાલને મુશ્કેલ થઇ પડયો આત્મારામજીની, આપ્રત માત્ર સામે ઝઝુમવાની સિહવૃત્તિ એમના ચ્હેરા ઉપર જાણે કે મૂર્તિમત બની હતી પન્નાલાલજીનુ મ્હો સીવાઇ ગયુ એ એક અક્ષર પણ બોલી શકયો નહી

પન્નાલાલજીએ જે પ્રકરણ પૂરૂ થવાની ખોટી આશા રાખી હતી તે પ્રકરણની આખી દિશા બદલાઈ ગઇ જીવણલાલજીને આ પ્રકારની ખટપટથી બહુ લાગી આવ્યુ પોતે આ કાવતરામા ભોળપણથી જ ફસાઇ ગયા હતા એમ જીવણલાલને કબૂલ કરવા સિવાય બીજો આરો ન રહ્યો

“ કઈ હરકત નહીં આપ એ વિષે નિશ્ચિત રહેશો હુ મારો માગ કરી લઇશ

જીવણલાલજીને એ રીતે ધીરજ આપી પોતાના ગુરૂ સાથે આત્મારામજી દિલ્હી તરફ વિહાર કરી ગયા

દિલ્હીનુ વાતાવરણ પણ ખટપટથી મલિન બની ચૂકયુ હતુ અહીં પણ એવી મતલબના પત્રો ફરી વળ્યા હતા કે

‘ આત્મારામજીની શ્રદ્ધા ઉઠી ગઇ છે એ જિનપ્રતિમા માનતા થયા છે એમના સોબત કોઈ કરશો મા ’

સીધી રીતે આત્મારામજીને કહેવાની સમજાવવાની કે ચર્ચા ચલાવવાની કોઇનામા તાકાત ન્હોતી દિલ્હીમા એમણે ઉત્તરાધ્યયનનુ ૨૮ મુ વ્યાખ્યાન સટીક વાચવા માડયુ શ્રોતાઓને સારૂ આ તદ્દન નવીન વાત હતી એમણે કોઈ દિવસ આવુ અર્થપૂર્ણ સુબોધ, ગભીર વ્યાખ્યાન ન્હોતુ સાભળ્યુ જેઓ આત્મારામજીની અશ્રદ્ધાની વાતો પહેલા સાભળી ચૂકયા હતા, જેમના અતરમા વ્યર્થ ઝેર રેડવામા આવ્યુ હતુ તેમને પણ લાગ્યુ કે આ બધી બાજી આ પુરૂષનુ તેજ સહન નહીં કરી શકનારાઓએ જ ગોઠવી છે અને જેઓ થોડા જાણકાર હતા આત્મારામજી સાથે વાદ કરવાના સ્વપ્ન સેવી રહ્યા હતા તેમને પણ થયુ કે આત્મારામજીની વિદ્વત્તા પાસે પોતે નવા નિશાળીયા છે

અમરસિંઘ કે તેમના અનુરાગીયો આત્મારામજીનો અનાદર કરી શકયા નહીં એકદરે દિલ્હીના વાતાવરણમા ઉકળાટ ભર્યો હતો આત્મારામજી મહારાજે અહીં વધુ વખત સ્થિરતા કરવામા કઇ વિશેષ લાભ ન જોયો તેઓ પોતાના ગુરૂ સાથે અબાલા તરફ વિહાર કરી ગયા.

# ૬

"આત્મારામ! તારા જેવો વિનયી શિષ્ય કોઇ ભાગ્યશાલી ગુરૂને જ સાપડે! સામાન્ય માણસ પોતાનો વિનય ભુલી જાય એવા ઉશ્કેરાએલા સમયમા પણ તું મારા તરફ વિનયથી વર્ત્યો છે. એ જોઇને મને બહુ લાગી આવે છે" એક દિવસે રાત્રે જીવણલાલજી રોઇ પડ્યા અને આત્મારામજી વિરૂદ્ધ પોતે મેજરનામામા સહી કરી હતી તે બદલ પશ્ચાત્તાપ કરતા બોલ્યા

આત્મારામજીને પોતાના પજામા સપડાવવા સારૂ જીવણમલ્લ ઉપર ખુબ દબાણ કરવામા આવ્યુ હતુ એ એક પ્રકારનો સામુદાયિક જુલ્મ હતો મોટી સખ્યા જ્યારે રૂઢી-વશતાને લીધે જીવણમલ્લ જેવા ભોળા અને એકલા પડી ગયેલા પુરૂષોને પજવવા માડે ત્યારે એ પજવણી પણ અત્યાચારનુ રૂપ ધરે છે એક તરફ આત્મારામજી પ્રત્યેનો એમનો મમત્વ અને બીજી તરફ સમુદાયની મ્હોટી સખ્યાનો વિરોધ એ બન્નેની વચ્ચે જીવણમલ્લની સ્થિતિ વાઘ અને નદીની વચમા સપડાયેલા વટેમાર્ગુ જેવી બની હતી.

મહારાજ! હવે આપ એ વાત બીલકુલ ભુલી જાઓ હુ જો નિર્દોષ અને પ્રભુના માર્ગનો અનુયાયી હોઇશ તો એ લોકો મને શુ કરી શકવાના હતા? સત્ય-શોધની વાણી કે લેખિનીને હજુ સુધી કોઇ રૂધી શક્યુ નથી હું મારૂ સભાળી લઇશ આપ નિશ્ચિત રહેશો" આત્મારામજીએ પોતાના ગુરૂને એ રીતે આશ્વાસન આપ્યું

એમનો બહિષ્કાર કરવા વિરોધીઓએ પજાબમા ગામે ગામ કાગળો લખી નાખ્યા હતા આત્મારામજીને નમાવવા સારૂ પ્રપચના વાણા-તાણા બરાબર ગોઠવી રાખ્યા હતા

વાયુની લહરી, દીવાના આછા પ્રકાશને બુઝાવી દે, પણ એ જ વાયુ ભડભડ બળતી ચીતાને આગળ વધવામા સહાય કરે છે આત્મારામજીની શક્તિ એક દીપક જેવી હોત તો કદાચ સામુદાયિક બળાત્કાર એને બુઝાવી દેત પણ એ તો સમુદ્રના પાણીથી પણ ન ઓલાવાય એવી આગ હતી વિરોધના વાયુએ એને નવો માર્ગ કરી આપ્યો આત્મા-રામજીએ હવે ખુલ્લે ખુલ્લી રીતે પોતાના સિદ્ધાતનો પ્રકાશ પર્ષદાઓમા પાથરવા માડ્યો

અબાલા, પતીયાલા, નાભા, માલેર કોટલા, લુધીયાના વિગેરે સ્થળોમા એમણે થોડા દિવસ સ્થિરતા કરી પોતાનો કીર્તિસ્થભ ખડો કર્યો સનાતન શુદ્ધ જૈન ધર્મની રૂચીવાળા કેટલાય શ્રાવકો આત્મારામજી મહારાજના અનુયાયી બન્યા વાણી અને

લેખિની એ ઉભયની સહાયથી એમણે ધર્મપ્રચારના નિર્મળ પાણી પંજાબની ભૂમિ ઉપર વહેતા મૂકી દીધા વિશ્નચંદ્રજી અને હૂકમીચંદજી પણ એ ધર્મપ્રચારના સંગીતમા પોતપોતાના સુર પૂરતા હતા

આત્મારામજીના અનુયાયીઓની વધતી જતી સંખ્યા અમરસિંઘજી પૂજ્યને વધુ ને વધુ અસ્થિર બનાવતી હતી. વિરોધીની છાવણીનો એ મુખ્ય નાયક હતો એમની અશાંતિ અને ઉદ્વિગ્નતા સમજાય એવી છે

અહીં જ આત્મારામજી મહારાજના જીવનની એક મધુરતા દેખાય છે

એમને કોઇ વ્યક્તિ તરફ મુદ્દલ અભાવ કે વિરોધ ન્હોતો ધર્મપ્રચારના શુદ્ધ સાત્વિક ધ્યેય પાસે વ્યક્તિ ગૌણ હતી ગમે તેવા વિરોધી પ્રત્યે પણ તેઓ વિવેક અને માનની નજરે જોતા

એકવાર, બરાબર આ જ અરસામા, આત્મારામજી મહારાજ અને અમરસિંઘજી પૂજ્યનો માર્ગમા ભેગો થઈ ગયો આત્મારામજી જગરાવા ગામથી જીરા જતા હતા અને અમરસિંઘજી જીરાથી જગરાવા જતા હતા વચ્ચે કિશનપુરા પાસે બન્ને સેના નાયકોની આંખો મળી

અમરસિંઘજીના હૈયાનો રોષ આંખ વાટે બહાર આવવા મથતો હતો મોઢા ઉપરની એક એકે રેખા ક્રોધ અને તિરસ્કારને વ્યક્ત કરતી હતી તે રસ્તો છોડી એક બાજુ ઉભા રહ્યા આત્મારામજીનો પડછાયો સરખો પણ પોતાની ઉપર ન પડે તો સારૂ એવી કંઈક ભાવના ખરી

આત્મારામજીએ એ દેખાવ જોયો એમના ઓષ્ઠ ઉપર આછુ સ્મિત પ્રગટ્યુ અમરસિંઘજી ભલે વિરોધ દાખવે, પણ તેઓ સંપ્રદાયના એક પૂજ્ય પુરૂષ છે અને એમના તરફ પૂરતા વિવેક અને બહુમાન બતાવવાને પોતે બંધાયેલ છે એ વાત એમને કંઈ નવી સમજવાની ન્હોતી પ્રેમનો અખંડિત ઝરો એમના અંતરમા સતત વહેતો

તેઓ સીધા અમરસિંઘજી પાસે પહોંચ્યા એમનુ કાંડુ પકડી આગ્રહપૂર્વક નીચે બેસાર્યા "બિરાજો, મારે આપને વંદના કરવી છે "

એ પછી વિધિપૂર્વક આત્મારામજીએ વંદના કરી, સુખશાતા પૂછી

અમરસિંઘજીએ પોતાના ભાથામા રહેલા બધા બાણ જેની સામે છોડ્યા હતા તે આ આત્મારામ ? અમરસિંઘજી ક્યાંય સુધી આત્મારામજીના સ્વભાવની આ મધુરતા જોઇ રહ્યા કદાચ આ પ્રકારની મધુરતા અને અસાધારણ વિદ્વત્તાને લીધે જ ચર્ચા અને શાસ્ત્રાર્થના જંગ આ સાધુ જીતી જતો હશે એવી એમને કલ્પના થઈ !

" પૂજ્યજી મહારાજ ! મે આપનુ શુ બગાડયુ છે ? મારી ઉપર શા સારૂ નાહકનો ગુસ્સો રાખી રહ્યા છો ? " એક વિદ્યાર્થી પોતાના ગુરૂને વિનવતો હોય તેમ આત્મારામજીએ કોમળ શબ્દોમા કહ્યુ

અમરસિંઘ આ વિવેકી પ્રશ્નથી આશ્ચર્યસ્તબ્ધ બન્યા એ શુ જવાબ આપે ? એમણે આડો માર્ગ લીધો

" તુ જ બધે મને વગોવે છે તુ જ બધે કહ્યા કરે છે કે અમરસિંઘે મારો બહિષ્કાર કર્યો છે બતાવ. મે કયારે તારા આહાર કે વદન બંધ કરાવ્યા છે ? " અમરસિંઘજીએ સામી પ્રશ્ન–પરંપરા મૂકી

' મે તો તમારા પોતાના શ્રાવકો મોહનલાલ અને છજ્જુમલ પાસેથી એ વાત સાંભળી છે જો એ વાત સાચી હોય તો તમારે અને ખોટી હોય તો મોહનલાલ અને છજ્જુમલે એનુ પ્રાયશ્ચિત લેવુ જોઇએ ' આત્મારામજીએ આ આખા યે પ્રકરણમા પોતાની નિર્લેપતા બતાવી આપી

અમરસિંઘજી અને આત્મારામજી એ પછી પોતપોતાના માર્ગે જુદા પડ્યા.

જીરામા અમરસિંઘજી આત્મારામજી સામે ન્હાનો સરખો ગઢ બાંધતા ગયા હતા આત્મારામજીને. આદર–સત્કાર ન કરવો એટલુ જ નહી પણ એની વાણી સરખી પણ ન સાંભળવી એમ સૌને સમજાવી ગયા હતા આત્મારામજીના પગલા થતા જ એ ગઢ જમીનદોસ્ત બની ગયો

નગ્રામના સામાન્ય દાવ ખેલવા એ આજન્મ જોદ્ધાઓને સારૂ બહુ રમત વાત હોય છે આત્મારામજી ચર્ચાના સંગ્રામમા એક નિપુણ યોદ્ધા તરિકે પૂરવાર થયા છે એમના દાવ અથવા તો એમની યુક્તિ પણ હમેશા નવા નવા સ્વરૂપ પામતી જણાઈ છે.

જીરામા આવીને જોયુ તો કોઇ એમની સાથે ચર્ચા કરવા તૈયાર ન્હોતું ચર્ચા કરવામા પણ થોડુ પ્રાથમિક શાસ્ત્રજ્ઞાન જોઇએ તે કયાથી લાવવુ ? આત્મારામજી પોતે પણ એવાઓની સાથે કેટલી માથાકૂટ કરે ? એટલે આત્મારામજીએ એક નવો જ માર્ગ લીધો એમણે થોડા સાદા–સીધા પ્રશ્નો તૈયાર કર્યા અને શાસ્ત્રને અનુકૂળ એના જવાબ ગમે ત્યાથી મેળવી લેવા શ્રાવકોને કહ્યુ

ચાર–પાચ શ્રાવકો એ પ્રશ્નોના ઉત્તર મેળવવા પતિયાલામા રામબક્ષજી નામના એક જાણીતા સાધુ પાસે ગયા ત્યા એમને સીધા જવાબ ન મળ્યા એટલુ જ નહીં પણ ઉલટો તિરસ્કાર મળ્યો " તમારા જેવા અજ્ઞાનીઓ સાથે સવાલ–જવાબ કરવાની

અમને ફુરસદ નથી તમે બધા ધીમે ધીમે ધર્મભ્રષ્ટ બનતા જાવ છો અમે કહીએ તેમ કરવુ હોય તો જ આ સપ્રદાયમા રહી શકશો નહિ તો અહીંથી ચાલ્યા જાઓ. ”

સરસ આહારની આશાથી અતિથિ કોઇ ગૃહસ્થને આગણે જાય અને ત્યા તેને તિરસ્કાર મળે એવી જ દશા આ શ્રાવકોની થઇ એ વખતે સારા સારા ગણાતા સ્થા સાધુઓ શ્રી આચારાગ જેવા મળ સૂત્રો પણ ગુજરાતી–હિદી મિશ્રિત ખીચડી ભાષામા વાચતા આત્મારામજીએ જે થોડા પ્રશ્નો પૂછ્યા હતા તેમા આ શાસ્ત્રોની ભાષા સબધી પણ એક પ્રશ્ન હતો રામબક્ષજીએ ચોખ્ખે ચોખ્ખુ પરખાવી દીધુ કે ‘ અમે જે આચારાગ વાચીને સભળાવીએ છીએ તે જ તમારે માનવુ પડશે તમારા સારૂ શુ અમે નવુ આવશ્યક બનાવવા બેસીએ ? ગરજ હોય તો રહો અને આવા ઝગડા ઉભા કરવા હોય તો ખુશીથી ગમે ત્યા ચાલ્યા જાઓ ’ ’

આત્મારામજી મહારાજની યુક્તિ કામ કરી ગઇ જેઓ એમની સાથે વાત કરવા તૈયાર નહોતા તેમણે પણ કબલ કર્યું કે ‘ આત્મારામજીનુ કથન યથાર્થ છે ’ આપોઆપ તેઓ આત્મારામજીના પક્ષમા ભળી ગયા એ પ્રસગે એમના ગુરૂ જીવણમ લજી પણ જીરામા જ હતા

સપ્રદાયના પીઢ ગોરજી જેને અમોઘ શિક્ષા માનતા હતા તેમા આત્મારામજી મહા રાજની શક્તિ અને વિનયને લીધે ઠેર ઠેર ગાબડા પડતા જતા હતા અમરસિહજી પૂજ્યને લાગ્યુ કે હવે આત્મારામજીનો એકલા બહિષ્કાર કરવાથી કામ નહી ચાલે એમણે વિશ્નચદ્રજી જેવા આત્મારામજી મહારાજના પહેલાના સાગરીતોને બોલાવી પ્રતિજ્ઞા લેવડાવી કે ‘ અમે આત્મારામજી પાસે નહી જઇએ

બન્યુ એવુ કે જીરાના ગામમાં જ્યા આત્મારામજી હતા ત્યા જ વિશ્નચદ્રજી વિગેરે સાધુઓ આવી ચડ્યા પ્રતિજ્ઞાને લીધે મળવાની ઘણી ઉત્સુકતા છતા તેઓ આત્મારામજીને મળી શકયા નહી આત્મારામજીને એ વાતની ખબર મળી એમણે એક નવીન પ્રેરણા કાઢી તેઓ પોતે જ ચાલીને વિશ્નચદ્રજી પાસે ગયા અને એમને જોતાની સાથે જ બોલી ઉઠ્યા કે ‘ તમારે મને ન મળવુ એવી તમારા ગુરૂએ તમને મનાઇ કરી છે, મને એવી મનાઇ કોઇએ નથી કરી એટલે હુ પોતે તમને મળુ એના તમારી પ્રતિજ્ઞા જળવાય છે અને આપણુ કામ પણ થાય છે

‘ મહારાજ, ગોળીયા અહીં તો મારી અમારા જીવ તો તમારી સાથે જ જડાએલા છે શુ કરીએ ? બીજો ઉપાય નથી એટલે બહારના બધા ઢોગ રાખી પડ્યા રહ્યા છીએ હવે, અમારો ઉદ્ધાર ક્યારે કરશો ? ’ વિશ્નચદ્રજીએ એક કેદીના જેવી વ્યથા વ્યક્ત કરી

આત્મારામજી પોતે બહુ ઉતાવળ કરવાની તરફેણમા ન્હોતા ધીમે તાપે જે પાકે છે તે જ વસ્તુ રસવાળી બને છે એમ તેઓ માનતા તે સિવાય, તેઓ મર્યાદા જાળવવાના કટ્ટા હિમાયતી હતા નકામો ખળભળાટ ન થાય, વડીલો કે મ્હોટેરાઓને માઠુ ન લાગે તેની પણ તેઓ બહુજ કાળજી રાખતા.

આત્મારામજી અને વિશ્નચદ્રજી આદિને વાડામાથી ભાગી છૂટવાનુ શુ મુશ્કેલ હતુ ? તેઓ તો જ્યા જાય ત્યા, સન્માન સામે આવી હાથ જોડીને ઉભુ રહેતુ

વિશ્નચદ્રજીને એમણે તે જ વખતે કહેલુ કે " ખબરદાર પૂજ્યશ્રી જ્યા સુધી હૈયાત છે ત્યા સુધી એમને દુ ખ થાય એવુ કઈ ન કરશો આપણા ચાલ્યા જવાથી એમનુ હૈયુ કેટલુ વલોવાય તેનો વિચાર કરો અને વાડામા રહીને પણ કામ કરવુ હોય તો કયા ઓછુ છે ? "

જે વડીલો-પૂજ્યો, આત્મારામજી તરફ શકરના ત્રીજા લોચનની જેમ અગાર વરસાવતા હતા તે જ વડીલો અને પૂજ્યો પ્રત્યે આત્મારામજી કેટલુ બહુમાન ધરાવતા અને પોતાના સાગરીતોને પણ કેવી સરસ હિતશિક્ષા આપતા તે અહી દેખાય છે જેના આત્મામા બળ કિવા જ્ઞાન ગભીર ભાવે કલ્લોલ કરતુ હોય છે તે સ્વપ્ને પણ ઉદ્ધતાઇ કરવાની રજાડવાની કે ખળભળાટ ઉપજાવવાની ખોટી કલ્પના નથી કરતુ બળવાન હોય જેટલા સાહસિક પરાક્રમી હોય છે તેટલા જ તે ધૈર્ય, ઔદાર્ય તેમજ પ્રેમથી પણ અકિત હોય છે

વિશ્નચદ્રજી વિગેરેને આત્મારામજી મહારાજની સલાહ રૂચી એમ કહેવુ નકામુ છે ખરૂ કહીએ તો વિશ્નચદ્રજી એક સીપાઈ જેટલા જ આજ્ઞાકિત હતા આત્મારામજી મહારાજના મુખમાથી નીકળતુ એક જ વચન એમને સારૂ આજ્ઞારૂપ હતુ તે દિવસે એ મુલાકાત એ પ્રમાણે વાર્તાલાપમા પૂરી થઈ

એ પછી લુધીયાના તરફ વિહાર કરતા અકસ્માત આત્મારામજી અને વિશ્નચદ્રજી પાછા એક સ્થળે એકઠા થઈ ગયા વરસાદે જ આ સમાગમ ઉપજાવ્યો હતો

સાઝ પડી હતી પખીના મેળા જેવી સહૃદયી, સરળ સ્વભાવી સાધુઓની મડળી જામી હતી શ્રી આત્મારામજીએ દરખાસ્ત મૂકી

" તમારી સૌની ઈચ્છા હોય તો આજે ભગવાન મહાવીર દેવના શાસનનુ સાચુ પ્રતિક્રમણ વિધિપૂર્વક કરાવુ " દરીયામા ડુબતા માણસને અનાયાસે જહાજનુ અવલબન

મળી જતુ હોય અને જેટલો-જેવો આનદ થાય તેવો જ આનદ આ અકસ્માત્ મળેલી મુનિમ ડળીને થયો

આત્મારામજીએ પોતાની સત્યશોધક શક્તિથી જે વિધિનો પત્તો મેળવ્યો હતો તે વિધિએ પ્રતિક્રમણ પૂરૂ કર્યું વિશ્નચદ્રજી વિગેરેએ આ વિધિમા અકલ્પ્ય ઉલ્લાસ અનુભવ્યો એમણે પ્રતિક્રમણને અતે કહ્યુ 'અમારા ભાગ્યમા આ વિધિએ રોજ પ્રતિક્રમણ કરવાનું ક્યારે લખ્યું હશે ? '

"ધૈર્ય રાખો બધા સારા વાના થશે" આત્મારામજીએ સૌને એ જ એક સદેશ ફરીફરીને સભળાવ્યો

---

जब कर्मकाड ढीला पडा तब ब्राह्मणोंने एक युक्ति आजीविकाकी नीकाली:

नदी, गाम, तलाव, पर्वत, भूमि इत्यादिक जो वेदो में नहीं है, तिनके माहात्म्य लिखने लगे, तिनकी कथा जैसी जैसी पुरानी होती गई तैसी तैसी प्रामाणिक होती गई और फल भी देने लगी इसी तरें काशी, प्रयाग, गया, गोदावरी, पुष्कर, जगन्नाथ, श्रीनाथ इत्यादिक हजारों माहात्म्य लीखे. यह टंकशाल अब भी जारी है, इसी तरें कितनेक मास, तिथि योग, वार इत्यादिकों के माहात्म्य लीखे है ।। लाखो करोडो रुपीया लाग खरचते है जब तक लोगों की अज्ञानदशा है तब तक इस भ्रमजाल में कमी नहीं नीकलेंगे.

—श्री विजयानंद सूरि.

# ૭

શાખા-પ્રશાખાઓની વચ્ચે વહેચાતો નદીનો પ્રવાહ સાગર પાસે પહોંચતા જેમ અધીરો બને તેમ શ્રી વિશ્નચંદ્રજી વિગેરે સાધુઓના જીવનપ્રવાહમાં, લુધીયાનાના સંવત ૧૯૨૮ ના ચોમાસા પછી કંઈક અણધાર્યો વેગ આવે છે. આત્મારામજી મહારાજને પણ એ વેગ જાણે કે હવે કંઈક વધુ ઉતાવળ કરવા પ્રેરે છે.

લુધીયાનામાં એક દિવસે ઘનૈયાલાલ નામનો સાધુ, આત્મારામજી મહારાજની વ્યાખ્યાન સભામાં ગયો. આત્મારામજીની પ્રસરતી જતી કીર્ત્તિ એને તિવ્ર દાહ ઉપજાવતી. એને કોઈકે એવા ઉંધા પાટા બાંધ્યા હતા કે વગર સમજ્યે, વગર વિચાર્યે કે વગર સાંભળ્યે, આત્મારામજીના અવર્ણવાદ બોલતો. પરંતુ આત્મારામજીનું માત્ર એક જ દિવસનું વ્યાખ્યાન સાંભળ્યા પછી, ગોપીઓ જેમ કૃષ્ણની વાંસળીનો નાદ સાંભળી ઘેલી બને અથવા મારમાર કરતા આવતા ઉદ્ધત શિષ્યો, ગુરૂજીની ભવ્ય-શાંત મુદ્રા જોતા જ છિન્ન-સંશયા બને તેમ આ ઘનૈયાલાલનું પણ બન્યું. વ્યાખ્યાન સાંભળ્યા પછી એ પોતે જ પોતાના સાથીઓને પૂછવા લાગ્યો: "આમાં આત્મારામજી ખોટું શું કહે છે? આપણા આ બધા અનિષ્ટાચરણો કયા શાસ્ત્રથી સિદ્ધ થઈ શકે છે?" એમના પોતાના ટોળામાંથી કોઈ ઘનૈયાલાલના મનનું સમાધાન કરી શકયું નહીં, એટલે એ પણ વાડાના બંધન તોડી બ્હાર નીકળી ગયો.

પગલે પગલે પરાજય પામતા દુશ્મનની દશા અમરસિંઘ વિગેરે વિરોધીઓ વેદી રહ્યા. એમણે સરકારની મદદ લઈ ગમેતેમ ઉપાયે આત્મારામજીને પકડાવવાની પેરવી કરવા માંડી. તેઓ પોતાની લાગવગ વાપરી, આત્મારામજી ઉપર પોતાના શિષ્યોનું હરણ કરવાનો આરોપ ઓઢાડવા તૈયાર થયા. અમરસિંહ ભૂલી ગયા કે આત્મારામજી એક બળવાન બાગ્વટીયાનો બહાદુર બેટો હતો. જેના પિતાએ લોખંડની બેડીઓ તોડી પોતાનો ઉદ્ધાર પોતાના જ બાવડાના બળે સાધી લીધો હોય તેનો પુત્ર નવી-પલટાયેલી પરિસ્થિતિમાં સંપ્રદાયની સૂક્ષ્મ બેડીઓ તોડે તેમજ બીજાની બેડીઓ તોડાવે એ એનો પરંપરાગત હક્ક હતો-પિતાએ આપેલા વારસાનો એ સાત્વિક ઉપભોગ હતો.

તુલશીરામ નામના એક શિષ્યની સમજાવટથી આત્મારામજીને પકડાવવાનો પ્રયોગ તો બંધ રહ્યો.

પણ એ જ વખતે તોફાનનું એક મ્હોટું વાવાઝોડું અચાનક ચડી આવ્યું વિશ્નચંદ્રજી અને અમરસિંઘજી વચ્ચે સંઘર્ષણ શરૂ થયું

વધતા જતા ભ્રષ્ટાચાર તરફ અમરસિંઘ પૂજ્યનું લક્ષ ખેંચી વિશ્નચંદ્રજીએ અમરસિંઘજીને એક દિવસે વિનતી કરી "ગુરૂજી આ ભ્રષ્ટાચારીઓ, જેમના ચોથા વ્રત પણ ખંડિત થઇ ચૂકયા છે, એમનો શરીરના સડેલા ભાગની જેમ આપે ત્યાગ કરવો જોઇએ એ પતિતોનાં પાપનો ભાર આપણા સંપ્રદાયને પણ બૂડાડશે "

અમરસિંઘજી ન્યાય તોળી શકે એવી સ્થિતિમા ન હતા તેમણે વિશ્નચંદ્રજીની અવગણના કરી

ન્યાયાધીશની ખુરશી ઉપર બેસવા છતા જે શુદ્ધ ન્યાય આપી શકે નહીં તે ન્યાયાધીશ શા કામનો ? આખરે વિશ્નચંદ્રજી પણ ન છૂટકે અમરસિંઘથી જુદા થઈ ગયા

આત્મારામજીને એ પદ્ધતિ ન રૂચી વિશ્નચંદ્રજી વિગેરે સાધુઓએ વધારે ઉતાવળ કરી હતી એમ એમને લાગ્યું એક દિવસે વાડો છોડવાનો નિશ્ચય જ હતો તો પછી આમ ઉતાવળ કરીને બાજી બગાડવાનું શું કારણ હતું ?

વિશ્નચંદ્રજી પોતાના પાસે આવ્યા ત્યારે તેમને આત્મારામજીએ પણ પ્રેમપૂર્વક ધમકાવ્યા હજી સમય નથી પાકયો, એમ કહી ઉતાવળથી કેટલું સહન કરવું પડશે તે સમજાવ્યું

' પણ મહારાજ ! આ ભ્રષ્ટાચારીઓ સાથે ક્યાં સુધી રહી શકાય ? આપના જેવી ધૈર્યશકિત અને સહનશીલતા અમારામાં ક્યાંથી હોય ? અમને ત્યારે અસહ્ય થઇ પડ્યું ત્યારે જ અમે આ માર્ગ લીધો હવે આપ જે આજ્ઞા કરશો તે ઝીલવા તૈયાર રહીશું ' વિશ્નચંદ્રજીએ પોતાનો કેટલો બચાવ રજુ કર્યો

હવે થવું તે થયું ઉતાવળનો જરૂર થઇ ગઇ છે પણ હવે એક કામ કરો આ મુલકમાં રહેવું હોય તો બની શકે તેટલા જોરશોરથી સાથે શુદ્ધ શ્રદ્ધાનનો પ્રચાર કરો ગામડે ગામડે ફરી ભલે આપણે ગમે તેવું શુદ્ધ ચારિત્ર પાળવા માગીએ તો પણ આપણને પગલે પગલે શ્રદ્ધાળુ શ્રાવકોની જરૂર પડશે શ્રાવક વિના સંયમનું પાલન થવું અશકય છે અલબત્ત ગુજરાતમા જઈને રહેવું હોય તો જુદી વાત છે, પણ જો પંજાબમા રહેવું હોય તો શ્રાવકરૂપી કોટ-કિલ્લો તૈયાર કરી લેવા જોઇએ " આત્મારામજીએ ઠેઠ પાકા મુત્સદ્દીની જેમ ભવિષ્યનો કાર્યક્રમ આંકી આપ્યો

આત્મારામજીની આજ્ઞા હોય તો આ સાધુઓ ગમે તેવુ જોખમ ખેડવા તૈયાર હતા એમને ખાત્રી થઇ ચૂકી હતી કે આત્મારામજી એક સત્યશોધક છે આત્મકલ્યાણ સિવાય એનુ બીજુ એકે ધ્યેય નથી એમના ઉપદેશમા, એમના ઉપાલંભમા અને એમની એકે એક પ્રવૃત્તિમા શાસનદાઝનો પવિત્ર હુતાશ ભર્યો હતો

" શ્રાવકો વધારવામા આપના પ્રતાપે હવે અમને મુદ્દલ મુશ્કેલી નડવાની નથી. આટલા દિવસ દરમિયાન અમે અમારા સ્થાન મજબૂત કરી વાળ્યા છે પાયા પૂરાઇ ગયા છે બ્હારનો મજલો ઉભો કરવો બાકી છે ' સૌ સાધુઓ એકમત થયા

એ રીતે વિશ્નચંદ્રજી વિગેરે બાર અને જોગરાજના વાડાના આઠ એમ એકંદરે વીસ સાધુઓએ ખુલ્લી રીતે પ્રચારકાર્ય આદર્યું એવી ગણતરી કાઢવામા આવી છે કે એક જ વરસની અંદર પંજાબમા લગભગ સાત હજાર જેટલા શ્રાવકોને એમણે પોતાની અંદર મેળવી લીધા

બાર-બાર વરસના ગુપ્તવાસ જેવી સ્થિતિથી હવે કેટલાક સાધુઓ થાકી ગયા હતા સંવત ૧૯૨૦ મા રત્નચંદ્રજીએ જે સંસ્કાર બીજ વાવેલા તે હવે વૃક્ષરૂપે પરિણમ્યા હતા વેષ જુદો વિચાર જુદા, આમ ક્યા સુધી નભાવવુ એ એક મ્હોટો પ્રશ્ન થઇ પડ્યો હતો

૧૯૩૧ નુ ચોમાસુ હોશીઆરપુરમા વીતાવી આત્મારામજી વિશ્નચંદ્રજી વિગેરે સાધુઓ લુધીઆનામા એકત્ર થયા

' કૃપાનાથ ! હવે તો અમને યથાર્થ ગુરૂ ધારણ કરવાની અનુમતિ મળવી જોઇએ શત્રુંજય, ગિરનાર આબુ આદિ તીર્થોની યાત્રા કરવાના અમારા ચિરકાંક્ષિત અભિલાષ ફળવા જોઇએ ' આત્મારામજી મહારાજને ઉદ્દેશી સત્ય-માર્ગના સૈનિકો જેવા સાધુઓએ પોતાના અંતરની ઉર્મિઓ ખુલ્લી કરી બતાવી

ઘર્ષણના વાદળ વીખરાઇ ગય 'તા વિરોધ પણ ઘણુંખરું ઓસરી ગયો હતો જે ધીરજ અને જે વિવેકથી આ સાધુઓએ સિદ્ધાંતની પ્રરૂપણા કરી હતી તેને લીધે તેમણે પોતાની આસપાસ એક સબળ સમુદાય ઉભો કરી વાળ્યો હતો

ગુજરાત તરફ વિહરવાનો સૌએ નિશ્ચય કર્યો. આત્મારામજી મહારાજનુ એ મહા-પ્રસ્થાન હતુ સંસારત્યાગ કરતા પણ કઠિન એવા સાંપ્રદાયિક કારાવાસના ત્યાગનું એ મંગળાચરણ હતુ જાણે કે ઘનવાદળાને વિખેરતો સહસ્રરશ્મિ આકાશપટને વિષે પોતાનું સુવર્ણ સિંહાસન સ્થાપે છે

# ૮

ફુલ આઘું રહે છે, પણ ફુલ પહેલાં એની સુવાસ દૂર દૂર પહોંચી જાય છે. પંજાબમા વિકસતા આ પુષ્પની પરાગ ગુજરાત–કાઠયાવાડમા કયારની યે ફેલાઇ ચૂકી હતી આત્મારામજી એક સુભટ છે, શાસ્ત્રનિપુણ છે, વાદીઓ અને પ્રતિવાદીઓના ગર્વને ગાળી દેવાનું એમનામા અમાપ સામર્થ્ય છે, એવી એવી અનેક કીર્તિકથાઓ ગુજરાતમા, માળવામા અને બીજે બીજે ઠેકાણે પ્રસરી ગઈ હતી

પંજાબ–લુધીઆનાથી ગુજરાતમા આવતા, માર્ગમા જેટજેટલા તીર્થો આવે તે તમામ તીર્થોની વંદના કરતો આત્મારામજી મહારાજનો સાધુ–સંઘ હવે અમદાવાદ આવે છે એ વખતે અમદાવાદમા શ્રી બુટ્ટેરાયજી મહારાજ બિરાજતા હતા આત્મારામજીની વિદ્વત્તા અને વાદકુશળતા ઉપર તેઓ મુગ્ધ હતા એમણે જ્યારે સાભળ્યું કે આત્મારામજી અમદાવાદ તરફ આવે છે ત્યારે એમના આનંદની સીમા ન રહી.

એમ કહેવાય છે કે આત્મારામજી મહારાજનું સ્વાગત એ અમદાવાદ જેવી જૈનપુરીનું એક પુણ્યસ્મરણ છે નગરશેઠ પ્રેમાભાઈ હિમાભાઇ અને શેઠ દલપત્તભાઇ ભગુભાઇની આગેવાની નીચે લગભગ ત્રણ હજાર જેટલો શ્રાવક–શ્રાવિકાનો સમુદાય અમદાવાદથી ત્રણ કોસ દૂર સ્વાગત અર્થે ગયો હતો. એ સ્વાગતમા નગરજનોની અંતરંગ ભક્તિ, શ્રદ્ધા અને બહુમાન જાણે કે હીલોળે ચઢયા હતા.

આત્મારામજીના વ્યાખ્યાનો, પછી તો, મૂશળધાર મેઘની જેમ વરસી રહ્યા આવા યુક્તિ અને શાસ્ત્રાધારવાળા વ્યાખ્યાનો અમદાવાદના શ્રોતાઓએ ભાગ્યે જ કોઇ વાર સાભળ્યા હશે

શ્રી પ્રેમાભાઈ શેઠે એક વાર વ્યાખ્યાનને અંતે ઉચ્ચારેલા શબ્દો આજે પણ એમના પરિચિતો યાદ કરે છે એમણે આત્મારામજી મહારાજને સંબોધીને કહેલુ કે "શું કરીએ મહારાજ, જ્યારે દાંત હતા ત્યારે દાળીયા ન મળ્યા અને આજે જ્યારે દાળીયા (ચણા) મળ્યા ત્યારે ચાવવાને સારૂ જે દાંત જોઇએ તે નથી રહ્યા." એટલે કે આત્મારામજી મહારાજનો પરિચય સ્હેજ વ્હેલો થયો હોત તો એમણે શાસનની પ્રભાવના અર્થે બની શકે એટલો મ્હોટો ભોગ આપ્યો હોત

આત્મારામજી મહારાજનું સંસ્કૃત સાહિત્યનું, ખાસ કરીને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન અગાધ હતું, એમ કોઇ પણ પ્રકારની અતિશયોક્તિના ભય વિના કહી શકાય. જૈન શાસનના મુખ્ય પુરૂષો પણ એ વખતે સીધા સંસ્કૃત, પ્રાકૃત કે માગધી સાહિત્ય પાસે પહોચી શકતા નહીં–ટબાના આધારે એના અર્થ ઉકેલતા આત્મારામજીએ ગુજરાતમા આવીને એક નવો જ યુગ પ્રવર્ત્તાવ્યો

"તુ યે હવે આવી જા? શાંતિસાગર ! આત્મા આવી પહોચ્યો છે" શ્રી બુટ્ટેરાયજી મહારાજે, આત્મારામજીને પડખામા રાખી, શ્રી શાંતિસાગરને એક વાર પડકાર કર્યો.

આ શાંતિસાગરે અમદાવાદમા રહી ઉત્સૂત્રપ્રરૂપણાનો એક વંટોળ ઉભો કર્યો હતો. તેઓ વિધિ–નિષેધમાત્રને પોતાના ચરણ નીચે છુંદી, નરી આધ્યાત્મિકતાનો હવાઇ મહેલ બાંધવા વ્યર્થ પ્રયત્ન કરી રહ્યા હતા એમની વિદ્વત્તાથી કેટલાક ભદ્રિકો અંજાઇ ગયા હતા

આત્મારામજીએ શાંતિસાગર સાથે વાદ કરવાનુ બીડુ ઝડપ્યુ શાંતિસાગરે પણ જોઈ લીધુ કે આત્મારામજીના ભાથામા એક કરતા એક ચડે એવા યુક્તિ, પ્રમાણ અને ન્યાયના અખૂટ તીર ભર્યા હતા પંજાબમા વિજય વર્ત્તાવીને ગુજરાતમા આવેલો યોદ્ધો એ કાંઈ વેંતીયો માણસ નથી

વિજયની અનેકવિધ કલગી ધારણ કરનાર આત્મારામજીના મુકુટમા, શાંતિસાગર સાથેની ચર્ચાએ એક નવો જ હીરો ઉમેર્યો સમર્થ યુગપ્રભાવકોની પરંપરામા, જે એક કડી ખૂટતી હતી તે આત્મારામજી મહારાજના પ્રતાપે જાણે કે જૈન સંઘને હાથ આવી.

બીજી તરફ એ જ વખતે સુરતમા હુકમમુનિએ માથુ ઉંચક્યું. એમણે એક એવુ પુસ્તક પ્રકટ કર્યુ કે જેથી ઘણા શ્રદ્ધાળુઓના દિલ દુભાયા. આત્મારામજીએ એ ગ્રંથનો જડબાતોડ જવાબ વાળ્યો. હુકમ મુનિના અકાંડતાંડવથી ઉદ્વિગ્ન બનેલો સુરતનો જૈન સંઘ નિશ્ચિંત બન્યો શ્રાવક સમુદાય અંદર અંદર છિન્નભિન્ન થતો બચી ગયો

આજે આટલા વર્ષે આત્મારામજી મહારાજનુ એટલે કે એમની શક્તિનું મૂલ્ય આંકવુ જરા કઠિન વાત છે પણ જૈન સમાજની છેલ્લા થોડાક જ દસકાની છિન્નભિન્નતાનો જે કોઈ વિચાર કરશે, સામાન્ય અરે ! અતિ નજીવા વિચારભેદ કે પ્રથાભેદને લીધે દાવાનળની જેમ સૂકાની સાથે લીલાને પણ બાળી નાખનારા અંદર–અંદરના વિગ્રહો, કુસંપ અને ભોરીંગની જેમ કુંફાડા મારતા અભિમાનના સરવૈયા કાઢશે તે, સમાજ યા તો સંઘનુ સુકાન પોતાના હાથમા રાખી રહેલા અને અવારનવાર ખગબા–ખડકો સાથે અથડાઇ જતા વહાણને બચાવી લેવા બ્હાર પડતા એક શાસન–મહારથીની શક્તિ અને શાસનભક્તિનુ થોડુ પણ મૂલ્ય આંકી શકશે

ગુજરાતમા આવ્યા પછી આત્મારામજી મહારાજનુ જીવન જુદો જ પલટો લે છે. ભરપૂર વહેતી ગગા–જમુના આદિ નદીઓના પ્રવાહ જેમ નહેરોમા વહેંચાઇ ગામો અને ખેતરોને પ્રફુલ્લિત તેમજ રસભરિત બનાવે છે તેમ આત્મારામજી મહારાજની શક્તિનું વહેન પણ ક્યાંઈક તીર્થયાત્રામા, ક્યાંઈક નિર્મલ ઉપદેશ–વાણીમા, ક્યાંઈક વાદવિવાદમા તો કવચિત ગ્રંથરચના આદિ શાખાપ્રશાખાઓમા ખળખળ નાદ કરતુ વહે છે.

અમદાવાદથી શ્રી આત્મારામજી મહારાજ શ્રી શત્રુંજય તીર્થની યાત્રાએ પધાર્યા અત્યત ઉલ્લાસ અને ભક્તિભાવપૂર્વક તેઓ ગિરિરાજને ભેટ્યા જાણે ઘણા કાળની ખોવાયેલી વસ્તુ અાચાનક લાધી હોય તેવો પ્રમોદ અનુભવ્યો.

એ યાત્રા પછી પુન તેઓ અમદાવાદ આવ્યા અહીં એમણે શ્રી બુટ્ટેરાયજી ગણી મહારાજનો વાસક્ષેપ લીધો અર્થાત્ એમને પોતાના ગુરુદેવ તરિકે સ્વીકાર્યા એમની સાથેના ૧૫ જેટલા સાધુઓએ શ્રી આત્મારામજી મહારાજનુ શિષ્યત્વ સ્વીકાર્યું એક મહાતેજસ્વી નક્ષત્રની આસપાસ જ્યોતિમડળ જેવુ પદર શિષ્યોનુ જૂથ પોતપોતાના તેજ પાથરી રહ્યુ

સવત ૧૯૩૨ નુ ચોમાસુ અમદાવાદમા વીતાવી એમણે પુન શત્રુજય તથા ગિરનારની યાત્રા કરી કાઠિયાવાડની આ યાત્રા દરમિયાન માર્ગમાના અનેક ગામો તથા શહેરોને આત્મારામજી મહારાજના દર્શન તથા વ્યાખ્યાનનો લાભ મળ્યો

ગુજરાત–કાઠિયાવાડની ભૂમિને તરબોળ બનાવી તેઓ પાછા પજાબ તરફ ફર્યા પજાબ તરફ એમને સ્વાભાવિક પક્ષપાત હતો એમના એ કર્તવ્યક્ષેત્ર હતુ ગુજરાતમા સાધુઓની સારી સખ્યા હતી પણ પજાબ કોણ સભાળે ? પજાબના શ્રાવકો હજી શુદ્ધ શ્રદ્ધાન તરફ વળતા જતા હતા એમને ટકાવી રાખવા મદિરો પ્રતિમાઓ પ્રતિષ્ઠા આદિ સાધનસામગ્રી ઊભી કરવાની જરૂર હતી

આઠ–નવ વરસના ગાળા પછી તેઓ ફરી અમદાવાદ આવે છે જાણે કે વનરાજ એક ગુફામાથી નીકળી વિરાટ વનપ્રદેશને વીંધી બીજી ગુફા તરફ જતો હોય તેમ તેમનો વિહાર વિસ્તરે છે માર્ગમા ક્યાંઈક શાસ્ત્રાર્થ કરે છે ક્યાંઈક શકાઓના સમાધાન કરે છે, તો ક્યાંઈક ધ્યાન ધરી પોતાના અતરનિમજ્જનમા તલ્લીન રહે છે

સવત ૧૯૪૩ મા, હિંદુસ્તાનના સકલ સઘ, કાર્તિકી પૂર્ણિમાના પુણ્ય પ્રસગે, શ્રી આત્મારામજી મહારાજના મસ્તક ઉપર સૂરિપદનો મુકુટ મૂકે છે. તે દિવસથી તેઓ આચાર્ય શ્રી વિજયાનદસૂરિના નામથી ઓળખાય છે આત્મારામજી મહારાજને

આચાર્ય પદવી અર્પવામા, શ્રી સઘે આત્મારામજીનુ ગૌરવ વધાર્યુ એમ કહેવાને બદલે શ્રી સઘે આત્મારામજી મહારાજ જેવા એક સમર્થ યુગપ્રભાવકને સૂરિપદના સિંહાસને બેસારી પોતાનુ જ ગૌરવ વધાર્યુ એમ કહીએ તો એ વધુ સગત થાય.

આચાર્ય પદવી એ જૈન સઘ તરફનુ મ્હોટામા મ્હોટુ સન્માન છે એ ઉત્સવ વખતે ગુજરાત-કાઠિયાવાડના આગેવાન જૈન પુરૂષો ઉપરાત બગાલ, પજાબ, કચ્છ, મારવાડના પ્રતિષ્ઠ પુરૂષો પણ હાજર રહ્યા હતા લગભગ પાત્રીશ હજાર જૈન જાત્રાળુઓનો સમુદાય જામ્યો હતો આવુ અસાધારણ સન્માન થવા છતા અભિમાન-હુ પદનો આત્મારામજી મહારાજને સ્પર્શ સરખો પણ નથી થયો એમણે પોતાનુ વધારે પડતુ મૂલ્ય કદિ નથી આક્યુ

પદવી માણસને નથી શોભાવતી. માણસ પદવીને શોભાવે છે, એ સત્ય સિદ્ધ કરવાને સારૂ જ આનદવિજયજી અથવા આત્મારામજીએ આચાર્ય શ્રી વિજયાનદ સૂરિ બનવાનુ યોગ ધાર્યુ હોય એમ લાગે છે

---

भागवत में कृष्णजी कहते है :

नाग्न्यर्क सोमानिलवित्तपाखान्

शके भृश ब्रह्मकुलावमानात्—

अर्थात् अग्नि, सूर्य, सोमादिक के कोपों से मुझको इतना डर नहीं जितना मुझको ब्राह्मणों के कोप का डर है.

भगवान भी ब्राह्मणों से अति डरते थे तो फेर ब्राह्मण अपनी मनमानी क्यों न करे ? यही स्वच्छंदपणेने तो हिंदुओं का सच्चा धर्म डुबोया. हम को बड़ा सोच है कि कभी हिंदु भी सूते जागेंगे, बालावस्था को छोड़ेंगे, पक्षपात के अंध कूप से निकसेंगे निकलेंगे सही परतु यह खबर नहीं कूपसे निकल के पाखंडीयो के जाल मे फसेंगे या सत् मार्ग में चलेंगे.

—श्री विजयानंद सूरि.

## ૯

વિહારની ન્હાની ન્હાની વિગતો આમા જતી કરી છે કોણે ક્યારે આત્મારામજી મહારાજ પાસે દીક્ષા લીધી, કયા કેવા પ્રકારના ઉત્સવો થયા સામૈયા થયા, વ્યાખ્યાનમા કયા ગ્રથો વાચ્યા, કોને કોને કેવા ઉપદેશથી રજિત કર્યા કે કયા કયાં શાસ્ત્રાર્થ કર્યા એવી એવી ઘણી વિગતો એક બાજુ રહેવા દીધી છે, કારણ કે આત્મારામજી મહારાજના, પ્રખર પાડિત્યથી ઉભરાતા ગ્રથસાહિત્યની પાને હવે જેમ બને તેમ ઝટ પહોચી જવાની ઉતાવળ છે

તમે જો આત્મારામજી મહારાજને ખરેખર રૂપમા ઓળખવા માગતા હો, આત્મારામજીના આત્માની આછી ઝાખી કરવા મગતા હો તો તે તમને એમના વિહારમા નહીં મળે એમની આસપાસ ગુજતા યશોગાનના વાજીત્રોના એ નહીં મળે, શિષ્યોની મોટી સખ્યામા પણ તમને આત્મારામજી નહીં લાધે, એમની પ્રતિકૃતિ કે પ્રતિમામા પણ તમને કેવળ દેહના દર્શન જ મળશે યથાર્થ આત્મારામ તમને એમના ગ્રથોમા મળશે માણસની બુદ્ધિ અને ચારિત્રનુ તેજ જેમ તેની આખમા ચમકી ઉઠે છે તેમ આત્મારામજી મહારાજના અભ્યાસ ઉદ્યોગ અને પ્રતિભાના ચમકાર તમે એમના દળદાર ગ્રથોમા જોઈ શકશો એ ગ્રથો જ આત્મારામજી મહારાજની મૌન છતા સદા કાળ બોલતી જીવત પ્રતિમાઓ છે એ ગ્રથો જ એ પુરૂષના આત્માના તેજને આજે પણ અક્ષરરૂપે સઘરી રહ્યા છે.

આત્મારામજીનો દેહ પજાબની માટીથી ઘડાયો હતો ખરેખર એ એક ભવ્ય અને ઓજસભર્યા પુરૂષ હતા એમનુ લલાટ તેજથી મઢેલુ હતુ ઉગ્ર વિહારમા એ એક ક્ષત્રીય યુદ્ધવીરની યાદ આપતા, પ્રશ્નોત્તર કે વિવાદમા એમના મર્માળા યુક્તિપ્રયોગ ઠડા હીમની જેમ વરસતા અને બાળતા, વ્યાખ્યાન વખતે સગીતની સુરાવટ જામતી, આધારો અને ઉદાહરણો એમની જીભ ઉપર રમતા, ધૈર્ય, શાતિ અને અડગ વ્રતપાલનના તાણા–વાણાથી એમનુ સમગ્ર ચારિત્ર ગુથાયુ હતુ; પણ એ તો આત્મારામજી મહારાજનુ અપૂર્ણ ચિત્ર છે

"અજ્ઞાન તિમિર ભાસ્કર," "તત્ત્વનિર્ણયપ્રાસાદ" "જૈન તત્ત્વાદર્શ" "ચિકાગો પ્રશ્નોત્તર" "સમ્યક્ત્વ શલ્યોદ્ધાર" અને "જૈન પ્રશ્નોત્તર" એવી એવી એમની ગ્રથકૃતિઓમાથી

માત્ર થોડીક જ અહીં ઉતારી છે એમણે ધાર્યું હોત તો સંસ્કૃતજ્ઞ વિદ્વાનોમા વાહવાહ મેળવવા સંસ્કૃતમા જ પોતાના ગ્રંથો ખુશીથી લખી શકત. એમણે ધાર્યું હોત તો સ્તવનો કે પૂજાઓ કે એવી કવિતાની સૃષ્ટિ પણ ઉપજાવી શકત; પણ તેઓ એ મોહમા ન તણાયા એમને તો જનસમુદાયને ઘેર ઘેર શુદ્ધ શ્રદ્ધાનનો સંદેશ પહોચાડવો હતો. વિપક્ષીઓએ જૈન ધર્મ ઉપર જે આક્ષેપ મૂકયા હતા તે આક્ષેપના સચોટ રદીયા આપવા હતા એમને તો જૈન ધર્મની શ્રેષ્ઠતા, પ્રાચીનતા અને ઉપકારકતા સિદ્ધ કરવી હતી એથી જ તો એમણે લોકભાષાનો આશ્રય લીધો એથી જ એમણે જૈનેતર અલભ્ય ગ્રંથોનો પણ અભ્યાસ કર્યો અને બન્નેની તુલના કરી પોતાનો નિષ્પક્ષપાત–યુકિતસંગત નિર્ણય જનતા આગળ રજુ કર્યો આત્મારામજીના જાજવલ્યમાન જ્ઞાનવૈભવ વિના એમનુ જીવનચિત્ર અપૂર્ણ જ લાગવાનુ

એમનો એક એક ગ્રંથ સ્વતંત્ર સમીક્ષા માગે છે કયો ગ્રંથ કેવા સંયોગોમા લખાયો, ગ્રંથને યોગ્ય શાસ્ત્રીય સાહિત્ય એમણે કેવી રીતે સંપાદન કર્યુ અને એ ગ્રંથસાહિત્યે જૈનધર્મના શુદ્ધ શ્રદ્ધાનને કેટલુ નિર્મળ કર્યું અથવા તો શુદ્ધ શ્રદ્ધાનનો કેટલો પ્રચાર કર્યો એ બધુ વિગતવાર વિવેચવાને સારૂ એક સ્વતંત્ર ગ્રંથ યોજવામાં આવે તો પણ કદાચ પૂરો ઇન્સાફ ન મળે

અહીં એક દુ:ખદ વાત કહેવી પડે છે આત્મારામજી મહારાજ પોતે યુગાવતાર હતા, એમના જમાનાના એક અતિ સમર્થ જૈનાચાર્ય હતા જૈન સંઘ એમની વિદ્વત્તા અને પ્રભાવને પોતાના મસ્તકે ઝીલી અસ્મિતાનો આનંદ અનુભવતો હતો એટલુ છતા એ પુરૂષના જીવનચરિત્રને યોગ્ય સાહિત્ય કોઇએ સંઘર્યું હોય એમ નથી લાગતુ આત્મારામજી મહારાજના સહવાસમા આવેલા ભાગ્યશાળી ગૃહસ્થો કે સાધુઓએ પણ એ સંસ્મરણોની નોંધ નથી રાખી એમણે લખેલા પત્રો વિગેરેનું સાહિત્ય પણ પ્રાય: શૂન્યવત છે જૈન સંઘની અથવા જૈન સાહિત્યની આ ઓછી હીનતા છે ?

પોતાના મહાપુરૂષોની કદર કરનાર સમાજમા જો આત્મારામજી જન્મ્યા અને જીવ્યા હોત તો એમના વ્યાખ્યાનો, એમના જીવનના બોધક પ્રસંગો વાર્તાલાપો અને પત્રો મેળવવા, યોગ્ય સ્પષ્ટીકરણ સાથે પ્રકટ કરવા અને બને એટલો પ્રચાર કરવા શકિત, સમય અને દ્રવ્ય પણ ખર્ચ્યા હોત વિધવિધ રીતે એમના કેટલાય સ્મારક યોજ્યા હોત. હજી પણ એ વિસરાઇ જતા–નાશ પામતા સાહિત્યમાથી કંઇક બચાવી શકાય

જૈનો પોતાના ગ્રંથસાહિત્ય કે પ્રભાવકોની પ્રશસ્તિઓ ઉચ્ચારે એ સ્વાભાવિક છે, પણ જૈનેતર પુરૂષ અને તેમાયે જેણે સંપ્રદાય–જગતમા રહી સ્થળે સ્થળે પોતાના

પાડિત્યના પડઘમ બજાવ્યા હોય એવો એક પરિવ્રાજક-પરમહંસ, આત્મારામજી મહારાજના ગ્રંથ વાચી મંત્રમુગ્ધ બને ત્યારે એ ગ્રંથો ગ્રંથકારની અદ્ભુત પ્રતિભાના પ્રદર્શનરૂપ હોવા જોઈએ એવુ અનુમાન સ્હેજે કાઢી શકાય

તત્ત્વનિર્ણય પ્રાસાદમા આવો એક પત્ર પ્રકટ થયો છે એ પત્ર લખનાર કોઈ સામાન્ય રાહદારી નથી એમના એકરારમા કોઈ પ્રકારની કૃત્રિમતા નથી એ આખો યે પત્ર અહીં ઉદ્ધૃત કરૂ છુ –

" स्वस्ति श्रीमज्जैनेंद्रचरणकमलमधुपायितमनस्क श्रील श्रीयुक्त परिव्राजकाचार्य
" परमधर्मप्रतिपालक: श्रीआत्मारामजी तपगच्छीय श्रीमन्मुनिमहाराज ! बुद्धिविजय
" शिष्य श्रीमुखजी को परिव्राजक योगजीवानंद स्वामी परमहंस का प्रदक्षिणात्रयपूर्वक
" क्षमाप्रार्थनमेतत्—भगवन् , व्याकरणादि नाना शास्त्रों के अध्ययन-अध्यापनद्वारा वेदमत
" गले में बांध मैं अनेक राजा प्रजा के सभाविजय करे देखा, व्यर्थ मगज मारना है
" इतना हि फल साधनाश होता है कि राजालोग जानते समझते है फलाना पुरुष बड़ा
" भारी विद्वान् है, परन्तु आत्मा को क्या लाभ हो सकता ? देखा तो कुछ भी नहीं ॥
" आज प्रसंगवश रेलगाडी से उतर के बठिंडा राधाकृष्ण मंदिर में बहुत दूर से आन के
" डेरा किया था सो एक जैन शिष्य के हाथ दो पुस्तक देखे तो जो लोग ( दो चार अच्छे
" विद्वान् जो मुझसे मिलने आये ) थे कहने लगे कि ये नास्तिक ( जैन ) ग्रंथ है, इसे
" नहीं देखना चाहिए । अंतमें उन का मूर्खपणा उन के गले उतार के निरपेक्ष बुद्धि के
" द्वारा विचारपूर्वक जो देखा तो वो लेख इतना सत्य वो निष्पक्षपाती मुझे देख पड़ा कि
" मानो एक जगत छोड के दूसरे जगत में आन खड़े हो गये ॥ आबाल्यकाल आज ७०
" वर्ष में जो कुछ अध्ययन करा, व वैदिक धर्म बांध फिरा सो व्यर्थ सा मालूम होने लगा जैन
" तत्त्वादर्श व अज्ञानतिमिरभास्कर इन दोनों ग्रंथों को तमाम रात्रिदिन मनन करता, व
" ग्रंथकार की प्रशंसा करता बठिंडे में बैठा हूं ॥ सेतुबंध रामेश्वर यात्रा से अब मैं नेपाल
" देश चला हूं ॥ परंतु अब मेरी ऐसी असामान्य महती इच्छा मुझे सताय रही है कि
" किसी प्रकार से भी एक वार आप का मेरा समागम व परस्परसंदर्शन हो आवे—मैं
" कृतकर्मा हो जाऊं । महात्मन् ! हम सन्यासी है, आजतक जो पाण्डित्यकीर्तिलाभद्वारा
" सभाविजयी हो के राजा महाराजों में ख्याति प्रतिपत्ति कमाय के एक नाम पंडिताइ का
" हासल करा है, आज हम यदि एकदम आप से मीलें तो वो कमायी कीर्ति जाती रहेगी ये
" हम खूब समझते व जानते हैं, परन्तु हठधर्म्म भि शुभ परिणाम, शुभ आत्मा का धर्म
" नहीं ॥ आज मैं आप के पास इतना मात्र स्वीकार कर सकता हूं कि प्राचीन धर्म, परम धर्म

" अगर कोइ सत्य धर्म होवे तो जैन धर्म था—जीसकी प्रभा नाश करने को वैदिक धर्म व
" षट् शास्त्र व ग्रन्थकार खडे भये थे, परन्तु पक्षपातशून्य हो कर यदि कोइ वैदिक शास्त्रों
" पर दृष्टि देवे तो स्पष्ट प्रतीत होगा कि वैदिक बातें कही वा लीइ गइ सो सब जैनशास्त्रों
" से नमूना इकठी करी है। इसमें सन्देह नहीं कितनेक बातें ऐसी है कि जो प्रत्यक्ष
" बिचार करे बिना सिद्ध नहीं होती है। संवत १९४८ मिति आषाढ शुदि १० ॥

" पुनर्निवेदन यह है कि यदि आप की कृपापत्री पाइ तो एक दफा मिलने का उद्यम
" करुंगा ॥ इति योगानंद स्वामी किंवा योगजीवानंद सरस्वती स्वामी—"

આ પત્રની સાથે શ્રી આત્મારામજી મહારાજની સ્તુતિનો એક શ્લોક કાગળના બીજા એક ટુકડા ઉપર લખેલો એમને મળ્યો હતો. એ શ્લોક નાગબંધ કાવ્યમાં લેખકે યોજ્યો હતો. એમ કહેવાય છે કે એ રચના એવી કળાથી કરી હતી કે એના ૫૧ પ્રકારના અર્થ ઉપજાવી શકાય.

આ પત્ર વાંચતાં જાણે કે એક દિગ્ગજ અન્ય એક એવા જ દિગ્ગજને વિનય-પૂર્વક પ્રણિપાત કરતો હોય એમ લાગે છે. શ્રી યોગજીવાનંદ પોતે વાદસભાના એક વિજેતા છે. એમણે એવા વિજયના ઘણા પાઘ માથે મૂક્યા છે. પરંતુ સત્યશોધન અને પરીક્ષાપ્રધાનતામાં એમને લાગે છે કે આત્મારામજી મહારાજનું સ્થાન ઘણું ઉચ્ચ છે. એ પોતાનું નીતર નીતર વપનું અભિમાન આત્મારામજી મહારાજના ચરણ પાસે ધરે છે. કીર્તિ-પ્રતિષ્ઠા આદિમાંથી એમનો રસ ઉડી ગયો છે. પોતે આવા અસાધારણ વિદ્વાન હોવા છતાં એક જૈનાચાર્યની પ્રશંસા કરી રહ્યા છે એ જોઈ એમને માનવાવાળા—ધર્મના આંધળા પૂજારા લાલચોળ આંખ કરી પોતાનો તિરસ્કાર કરશે એમ પણ યોગજીવાનંદ સ્વામી જાણે છે, પણ આત્મારામજીના ગ્રંથોએ એમને જે એક નવી જ દુનીયા બતાવી છે તે તેઓ ભુલી જવાની ના પાડે છે. એમને કુધર્મ પસંદ નથી. એ આત્માના શુભ પરિણામ બતાવે છે. એટલે જ એમની લેખિનીમાંથી પ્રશસ્તિનાં પુષ્પો ઝરે છે. એ પુષ્પોની માળા બનાવી આત્મારામજીના કંઠમાં પહેરાવવામાં પોતે કૃતકૃત્ય થયા એમ માને છે.

જૈનતત્ત્વાદર્શ અને અજ્ઞાનતિમિરભાસ્કર એ બે જ ગ્રંથોની, એક સમર્થ સંન્યાસી ઉપર એ પ્રકારની અસર પડે છે.

ડૉ. એ. એફ. રૂડોલ્ફ હૉર્નલનું નામ સંસ્કૃત અને પ્રાકૃતના વિદ્વાનોમાં સુપરિચિત છે. તેઓ કલકત્તાની રોયલ એશિયાટીક સોસાઈટીના ઓનરરી સેક્રેટરી હતા. "ઉપાસકદશાંગ" સૂત્રનું એમણે અનુવાદ સાથે સંપાદન કર્યું હતું. એ ગ્રંથ શ્રી આત્મારામજી મહારાજને અર્પણ કરતાં અર્પણપત્રિકામાં એમણે પોતાનો ભક્તિભાવ ઠલવ્યો છે.

" दुराग्रहध्वान्तविभेदभानो,
हितोपदेशामृतसिंधुचित्त
संदेहसंदोहनिरासकारिन्
जिनोक्तधर्मस्य धुरंधरोऽसि—
अज्ञानतिमिरभास्करमज्ञाननिवृत्तये सहृदयानाम्
आर्हततत्त्वादर्शग्रन्थमपरमपि भवानकृत ॥
आनंदविजय श्रीमदात्माराममहामुने
मदीय निखिलप्रश्नव्याख्यात शास्त्रपारग
कृतज्ञता चिन्हमिदं प्रथमसंस्करणं कृतिन्
यत्नसंपादितं तुभ्यं श्रद्धयोत्सृज्यते मया—"

દુરાગ્રહરૂપી અંધકારને વિદારવામાં આપ સૂર્યસમાન છો. હિતકારી ઉપદેશામૃતના એક સમુદ્ર છો, સંદેહના સમૂહથી છોડવનારા અને જૈનધર્મની ધુરા ધારણ કરવાવાળા પણ આપ જ છો.

સહૃદયી પુરુષોના અજ્ઞાનને ટાળવા આપે અજ્ઞાનતિમિર ભાસ્કર અને જૈનતત્ત્વાદર્શ નામના ગ્રંથો યોજ્યા છે.

મારા સમસ્ત પ્રશ્નોના આપે ખુલાસા કર્યા છે. આપ ખરેખર શાસ્ત્રપારગત છો. મેં મહેનતપૂર્વક સંપાદિત કરેલો આ ગ્રંથ, કૃતજ્ઞતાના ચિહ્નસ્વરૂપ શ્રદ્ધા સાથે આપને અર્પું છું.

ઈ. સ. ૧૮૯૩ માં, અમેરિકામાં ચીકાગો શહેરમાં મળેલી સર્વધર્મસભા સાથે શ્રી આત્મારામજી મહારાજનું નામ સંકળાયેલું છે. આ વખતે દુનીયાભરના પ્રસિદ્ધ ધર્મોના પ્રતિનિધિઓ ચીકાગોમાં એકત્ર થવાના હતા. સૌએ પોતપોતાના ધર્મની વિશિષ્ટતા મનનાત્મક શૈલીએ નિરૂપવાની હતી. જૈન સંઘના એવા કોઈ પ્રતિનિધિ ન હતા. આત્મારામજી પોતે ત્યાં જાય એ અસંભવિત હતું.

એમણે વીરચંદ રાઘવજી—બાર-એટ-લૉને ચીકાગો જવા તૈયાર કર્યા. શ્રી આત્મારામજીએ જૈન દર્શનની ઈશ્વર સંબંધી માન્યતા વિષે એક મોટો નિબંધ તૈયાર કર્યો. એ નિબંધ આજે ચીકાગો પ્રશ્નોત્તરના નામે એક ગ્રંથરૂપે પ્રસિદ્ધ થયો છે.

શ્રી આત્મારામજીના પ્રભાવ અને પ્રતિભાએ પાશ્ચાત્ય પંડિતોના અંતરમાં કેવી છાપ પાડી હતી તે એ દિવસો દરમ્યાન ચાલેલા પત્રવ્યવહારમાં જોઈ શકાય છે. વીલીયમ

પાઇપ–પ્રાઇવેટ સેક્રેટરી, ( રેવ ડૉ બૅરો) એક પત્રમા, આત્મારામજી મહારાજ અમેરીકા જઈ શકે એમ નથી એ સાભળી દિલગીરી બતાવતા કહે છે કે

" The paper which learned Muni is preparing will indeed be very welcome and will be given a place in the programme in keeping with the high rank of its author Although, we, here in Chicago, are a long distance from you, the name of Muni Atmaramji is frequently alluded to in religious discussions .. "

વિદ્વાન્ મુનિજી જે નિબધ તૈયાર કરી રહ્યા છે તે જરૂર અતિ આદરને યોગ્ય રહેશે અને ગ્રંથકારના ઉચ્ચ મોભાને સગત થાય તેવુ જ તેને કાર્યક્રમમા પણ સ્થાન મળશે જો કે અમે ચીકાગોમા આપનાથી બહુ દૂર છીએ તો પણ જ્યારે જ્યારે ધર્મ સબધી ચર્ચા ચાલે છે ત્યારે ત્યારે અમે વારવાર આત્મારામજી મહારાજનુ નામ સાભળીએ છીએ

મહારાજની તસબીર નીચે એ જ સર્વધર્મસભા તરફથી નીચે પ્રમાણે પરિચયના શબ્દો યોજાયા હતા

No man has so peculiarly identified himself with the interests of the Jain community as Muni Atmaramji He is one of the noble band sworn from the day of initiation to the end of life to work day and night for the high mission they have undertaken He is the high priest of the Jain community and is recognised as the highest living authority on Jain religion and literature by oriental scholars

મુનિ આત્મારામજી જેવો, જૈનસમાજના હિતમા તલ્લીન રહેનારો બીજો કોઇ પુરૂષ નથી પોતાના સાધ્ય અર્થે દીક્ષાના આદિ દિવસથી માડી, છેલ્લી ઘડી સુધી રાત–દિવસ મથનાર એ એક પ્રતિજ્ઞાબદ્ધ મહાનુભાવ છે જૈનસઘના તો એ પૂજનીય પુરૂષ છે જ, પણ જૈનધર્મ અને જૈનસાહિત્યના વિષયમા પાશ્ચાત્ય વિદ્વાનો એમને પ્રમાણરૂપ માને છે

આજે તો સાહિત્યના ઉદયના ઘણા કિરણો આપણી આસપાસ રેલાઇ રહ્યા છે આત્મારામજી મહારાજના સમયમા, આથમતી રાત્રીનો અધકાર છવાયો હતો આજે જૈનસાહિત્ય, ઇતિહાસ, કાવ્ય અને તત્ત્વજ્ઞાને પોતાનુ સારૂ જેવુ સ્થાન વિશ્વસાહિત્યમા મેળવી લીધુ છે સ્વર્ગસ્થ આત્મારામજીના વખતમા જૈનોને ન્યાય આપનાર વિરલ જ હતા 'જૈનધર્મ બુદ્ધધર્મની શાખા છે જૈનધર્મ વિષે કઈ વિચારવા જેવુ જ હોઇ શકે નહીં" એમ કેટલાકો છડેચોક કહેતા 'વેદથી વિરૂદ્ધ પડેલા જૈનો નાસ્તિક છે ઇશ્વર સબધે જૈનો પાસે કોઈ વિચાર–પદ્ધતિ નથી, જૈનધર્મ જીવવાને પણ નાલાયક છે " ઓછા

જ્ઞાનવાળા અને સાવ અજ્ઞાનીઓ જૈનધર્મ ઉપર આક્ષેપના ઘા કરતી વખતે એમ એકમત થઈ જતા એ ઉપરાંત જૈનધર્મમાં પણ અંદર–અંદરના વિગ્રહો જામ્યા હતા

કોઈની મૂર્તિપૂજા સંબંધી માન્યતા જુદી હોય તો કોઈ ત્રણ થુઈમાં જ માનતા હોય, કોઈ અધ્યાત્મની નરી શુષ્કતા પ્રચારતા હોય તો વળી કોઈ શિથિલાચારીઓની સ્વચ્છંદતા માણતા હોય આ પ્રકારની પરિસ્થિતિ પોતે જ પોતાની અંદર એક મહા-પુરુષ પકવતી હતી આત્મારામજીનો અર્થાત્ એમના બુદ્ધિવૈભવનો પ્રચાર કરવામાં પરિસ્થિતિએ જ સૌ કરતાં વધુ આગળ પડતો ભાગ ભજવ્યો. પરિસ્થિતિની વાદળી ઉપર આત્મારામજીના બુદ્ધિકિરણ નીરખનારને ઇન્દ્રધનુના રંગ યાદ આવશે

એકલો તત્ત્વજ્ઞાની કે એકલો ઉપદેશક નવા યુગને અનુરૂપ નથી ઐતિહાસિક પ્રમાણની જરૂર પડે ત્યારે ઇતિહાસના ભંડાર ખોલે શાસ્ત્રીય યુક્તિ કે ન્યાયવિચારની જરૂર પડે ત્યારે શાસ્ત્ર અને ન્યાયની પંક્તિઓ સામે ધરે અને તુલનાત્મક શૈલીએ કંઈ નવી રચના કરવાની જરૂર પડે ત્યારે પણ એમાં પછાત ન રહે તે સિવાય સામાન્ય જનતા જોઈ શકે એવા વિધિ આચાર મર્યાદા અને બીજી ક્રિયાઓમાં સૌનો અગ્રેસર રહે તે જ જુના યુગ અને નવા યુગ વચ્ચે અતૂટ પુલ બાંધી શકે છે એવો જ પુરુષ નવયુગને નિમંત્રી તેની સાથે હાથ મેળવે છે આત્મારામજીના સમયમાં નવયુગના પડઘા ગુંજતા હતા જે વેળા સૌ કોઈ તંદ્રા કે નિદ્રામાં ઝુલતું હતું તે વખતે નવયુગનો આ પ્રથમ મહારથી જાણે કે આખી રાત જાગતો પોતાના સાત્ત્વિક સાધનોને પાણી ચડાવતો બેઠો હતો જે હિંદીભાષાના શ્વેતાંબર જૈનસાહિત્યને નામે કાંઈ શૂન્યતા હતી તે હિંદીને એમણે પોતાના પ્રચારનું મુખ્ય સાધન બનાવ્યું સંસ્કૃતજ્ઞ પંડિતોના કદાચ પોતાના ઓછા મૂલ્ય અંકાય તો પણ તેની પરવા કર્યા વિના એમણે હિંદી–સાહિત્યના ક્યારામાં જ પોતાનો જ્ઞાનપ્રવાહ વહેવડાવ્યો એ એક નવું જ સાહસ હતું સમર્થ જૈન મુનિ સંસ્કૃત પ્રાકૃત અને હિંદી ભાષામાં પોતાના વિચાર બહાર પાડે એ ઘણાકોને વિચિત્ર લાગ્યું હશે પણ પ્રભાવક પુરુષો આમ [illegible] વાતો તરફ પણ લક્ષ નથી આપતા એમની ઇચ્છા એમને ગમે ત્યાં માર્ગ કરી દે છે પ્રભાવશાળી પુરુષો જ પોતાના ચીલા પાડે છે. પછી તો નદીના તરંગોની જેમ રમતા બીજા પ્રવાહો એ માર્ગે આવી મળે છે

એક રીતે એ દયાનંદી યુગ હતો નવું ગઢ [illegible] ઘડવાના અને તોડ-વાના અવાજ ચારે કોરથી આવતા હતા વેદની વૈદિકતા આગળ એ પરિવ્રાજક ધર્મ-માત્રના મંદિરો અને મૂર્તિઓના તેમજ પુરાણપ્રિયતાના બલિ ધરી રહ્યો હતો ખંડના-ત્મક બળ ધર્મમાત્રને શિરે ઝઝુમતુ

આત્મારામજી મહારાજના લેખન સાહિત્ય ઉપર એ યુગની અનિવાર્ય અસરો દેખાય છે તેઓ દયાનંદજીના એક પ્રતિસ્પર્ધી હતા જૈનધર્મ ઉપરના આક્ષેપોનો પરિ-

હાર કરવા આત્મારામજી મહારાજે સ્વામી દયાનંદજીને પણ સણસણતા જવાબ વાળ્યા છે ખંડનાત્મક શૈલીનો યુગ એ વખતે વિદાય લેતો હોય અને છંછેડાયેલો વાઘ જાણે કે છેલ્લો પંજો મારી આંખે અદૃશ્ય થતો હોય એમ લાગે છે આત્મારામજી મહારાજના સાહિત્યમાં એવી અસર દેખાય તો એટલા જ માટે એમને કોઈ અન્યાય ન આપે ગમે એવો મહાપુરુષ પણ પોતાના સમયની મર્યાદાથી કેટલે ઉંચે ઉઠે ?

એટલું છતાં જૈન અને જૈનેતર શાસ્ત્રગ્રંથોનો ગંભીર અભ્યાસ, બન્નેની તુલના-દ્વારા તારવેલા નિર્મલ નિર્ણયો અને યુક્તિ તેમજ બુદ્ધિના ઉન્ડી આચમાથી નિર્મળ સત્યને બ્હાર લાવવાની એમની વેધક સંશોધન વૃત્તિ, કોઈને પણ હેરત પમાડ્યા વિના ન રહે જૈન સંઘના હિત અને શ્રેયમાં પોતાનું વ્યક્તિત્વ વીસરી જનાર, એની સાથે એકતાર બનનાર આવો પુરુષ વર્તમાન જૈન સમાજે આ પહેલી અને છેલ્લી વાર જોયો. જૈન સંઘના પુણ્યે જ એમને આકર્ષ્યા હતા આત્મારામજીની જીવનઘટનાઓ જોતાં જાણે કે કોઈ દેવદૂત, ભાગ્યના ભેરુ જેવો કોઈ મહાવ્યક્તિ, અદૃશ્યપણે વિચરતા સત્સંઘનો કોઈ સોનાગ જૈન સંઘમાં અચાનક આવી ચડ્યો હોય અને પોતાનું જીવનકાર્ય પૂરૂં થતાં કર્તવ્યના મેદાનમાંથી ચુપચાપ ચાલી નીકળ્યો હોય એમ લાગે છે

---

अपने अपने माने धर्म मे प्रायः किंचित भी न्यूनता नहीं बतलाते, दूसरे मतो में नुकस ( न्यूनता ) बतलाने को तैयार हो बैठे है जैन धर्म में तो नुकस किंचिन्मात्र भी नहीं है परन्तु शारीरिक और मानसिक सत्ता इस काल में भारतवर्ष के जैनीयों में नहीं है, जिस से मोक्ष का मार्ग जैसा कथन किया है वैसा संपूर्ण नहीं पाल सकते है इस काळ मुजब जैसा साधुपणा और श्रावकपणा कहा है वैसा तो पालते है परंतु संपूर्ण औत्सर्गिक मार्ग नहीं पाल सकते हैं दूसरा यह नुकस है कि जैनियो में विद्या का उद्यम जैसा चाहिये वैसा नहीं है ऐक्यता नहीं है, साधुओं में भी प्रायः परस्पर ईर्षा बहुत है यह न्यूनता जैन धर्म पालनेवाले की है, जैन धर्म की नहीं

રેતીના રણમા રઝળતો અને પાણીના એક અંજલી માટે ઝંખતો મુસાફર જેટલી પરબની કદર કરી શકે તેટલી બીજો ન કરી શકે શ્રી આત્મારામજીએ પ્રારંભના દિવસોમા 'જિનપ્રતિમા-દર્શન' ની તૃષા ખૂબ વેઠી હતી એટલે જ એમણે પોતાના જીવનના છેલ્લા વર્ષોમા પંજાબના મુખ્ય મુખ્ય સ્થાનોમા એવી પરબો એટલે કે જૈન-મંદીરો ઊભા કરવાની પ્રવૃત્તિ મુખ્યત્વે હાથ ધરી હોય એમ જણાય છે

પણ સંવત્ ૧૯૫૦ થી લગભગ ૫૬ વર્ષની વયે એમના કસાયેલ શરીરમા કંઈક નબળાઈ પ્રવેશતી દેખાય છે કોઈ કોઈ વાર પગના સાંધાઓના દુખાવો થઈ આવે છે આંખે મોતીયા આવે છે

૧૯૫૧ નુ ચોમાસુ એમણે જીરામા કર્યુ ચોમાસા પછી પટ્ટીમા પધાર્યા અહીં ગુજરાત દેશમાંથી આવેલા સ્ફટિકના જીનબિમ્બ અને પંજાબના નવા જીનબિંબ બધા મળીને ૫૦ જીનબિમ્બની અંજનશલાકા કરી એક નવીન જીનમંદિરમા શ્રી મનમોહન પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી

અંબાલામા પણ એક જિનપ્રાસાદ તૈયાર થયો હતો શ્રાવકોની વિનંતિથી મહારાજ શ્રી લાહોર જવાનુ મુલતવી રાખી અંબાલા પધાર્યા અહીં અમેરિકાથી પાછા ફરેલા જૈન પ્રતિનિધિ-શ્રી વીરચંદ રાઘવજી ગાંધી મહારાજજીને મળ્યા અને અમેરિકાના સર્વધર્મપરિષદ્‌ના તેમજ અન્ય સ્થાનોએ જૈનધર્મની કેવી પ્રભાવના વર્તી હતી તે બધુ તેમણે વિસ્તારથી કહી સંભળાવ્યુ આત્મારામજી મહારાજને એ વૃત્તાન્તથી બહુ જ આનંદ થયો

અંબાલામા, નૂતન જીનમંદિરમા ૧૯૫૨ ના માગશર શુદિ પૂર્ણિમાને દિવસે ખૂબ ધામધૂમ સાથે શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામા આવી તે પછી તેઓ લુધીયાના પધાર્યા શ્રાવક સમુદાયના અંદર જામેલો કુસંપ મહારાજજીના પ્રયાસથી દૂર થયો અને અહીં પણ 'શ્રી કલિકુંડ પાર્શ્વનાથ' નુ મંદિર બંધાવા લાગ્યુ

જીલ્લા સીઆલકોટ-ગામ સનખતરામા શત્રુંજયની ટોંચે શ્રી ઋષભદેવ ભગવાનની ટુંકની સ્મૃતિ જગાવે એવુ એક સુંદર જીનમંદિર તૈયાર થઈ ચૂક્યુ હતુ શ્રાવકોના આગ્રહથી મહારાજશ્રી સનખતરામા પધાર્યા આ વખતે ગુજરાતના ઘણા આગેવાન

શ્રાવકો પણ હાજર રહ્યા હતા કપડવંજ, મુંબઈ, પાલીતાણા, વડોદરા, અમદાવાદ, મ્હેસાણા, છાણી, વરતેજ, જયપુર, દિલ્હી વિગેરે સ્થળેથી ઘણી રત્નમય, પાષાણમય પ્રતિમાઓ અંજનશલાકા માટે અહીં આવી હતી બરાબર શુભ મુહૂર્ત પ્રમાણે મહારાજજીએ ધર્મનાથસ્વામીની પ્રતિમાની, નવા મંદિરને વિષે પ્રતિષ્ઠા કરી એ પુણ્યપ્રસંગ રંગેચંગે પાર પડ્યો

હવે દેહને થોડા આરામની જરૂર હતી બીજી તરફ એક પછી એક વિહારના કાર્યક્રમ રચાતા હતા મહારાજજી સનખતરાથી ગુજરાવાલા જવા વિહાર કરી ગયા.

માર્ગમા પશરૂર નામનુ એક ગામ આવે છે અહીં પીવા માટે જે "ઉષ્ણ જળ" જોઈએ તેની બરાબર જોગવાઈ ન થઈ પાણીને બદલે ખાટી છાસ પીવી પડી આવી સ્થિતિમા તે જ દિવસે એમને સાંજે ને સાંજે–ચાર વાગે ફરી વિહાર કરી જવાની ફરજ પડી

પશરૂરથી બે–ત્રણ ગામ મૂકયા પછી વડાલા ગામમા, રાત્રીના છેલ્લા પ્રહરમા મહારાજજીને એકાએક દમ ચડ્યો વજ્ર જેવો દેહ હવે ખળભળી ઉઠ્યો હતો એમ કોઈને પણ લાગે, પરન્તુ મહારાજને પોતાને દેહની ફરીયાદ સાંભળવાનો અવકાશ જ ન હતો

શરીર ઉપર મનનો અધિકાર ન હોત તો હવે આત્મારામજી મહારાજ એક ડગલુ પણ આગળ વધી શકત નહીં ૫૮–૫૯ વરસ સુધી એમણે પોતાના દેહ પાસેથી જે કામ લીધુ હતુ તેથી તે એક ગાડુ ગયુ હતુ દેહને બદલે હવે મહારાજજીએ મનની શક્તિ પાસેથી બાકી રહેલુ કામ કઢાવી લેવાનુ નક્કી કર્યુ

એક દિવસનો વિહાર હવે ત્રણ–ત્રણ દિવસે માડ પૂરો થાય છે એકલુ મનોબળ, શરીરના પૂરા સહકાર વિના કેટલી મદદ કરે ? મહામહેનતે તેઓ ભાગ–ભાગ વર્ષના અંતે ફરી ગુજરાવાલામા પધાર્યા અહીં લોકોએ એમનુ ખૂબ સરસ સ્વાગત કર્યુ

દેહરક્ષા અર્થે દવા લેવાની કોઈ વાત કરતુ તો તરતજ મહારાજજી કહેતા "આવા નજીવા રોગમા દવાની મદદ શા માટે લેવી જોઈએ ?"

કષ્ટો અને પરીષહોથી રીઢા બનેલ દેહ અને મને વ્યાધિનો હુંકાર ન સાંભળ્યો–ન ગણકાર્યો

સત્તાવન વર્ષ ઉપર સંવત ૧૯૩૫ મા, લુધીઆનામા લગભગ આવો જ એક આપત્તિનો પ્રસંગ ઉતર્યો હતો એ વખતે ત્યા બીમારીનુ જોર ખૂબ જામ્યુ હતુ. આત્મારામજી મહારાજ પણ એ બીમારીમા સપડાયા તાવના જોશને લીધે તેઓ બેહોશ બની ગયા

શિષ્યો અને શ્રાવકો પણ ચિંતામાં પડયા. હવે શું કરવું ? આ આફતમાંથી શી રીતે બચવું ? લુધીયાનાનો સકળ જૈન સંઘ દિગ્મૂઢ બન્યો.

લાલા કવરસેને કહ્યું ' હવે વધુ વિચાર કરશું તો આપણે મહારાજને ખોઇ બેસશું. એમને કોઇ રીતે અંબાલા ભેગા કરી દેવા જોઇએ "

લાલા કવરસેનની વાત જેમને ન્હોતી રૂચતી તેમણે પણ મહારાજજીની સહિ-સલામતી અર્થે પોતાની સમ્મતિ આપી.

બે દિવસ પછી જ્યારે તાવનું જોર નરમ પડ્યું ત્યારે મહારાજજીએ આંખો ઉઘાડી. ઘડીભર તેઓ સમજી શકયા જ નહી કે પોતે કયાં છે ? રખેને પોતે સ્વપ્ન જોતા હોય. રખેને કોઇએ ઇન્દ્રજાળ પાથરી હોય, એવી શંકા થઈ.

લાલા કવરસેને ખુલાસો કરતાં કહ્યું ' ગુરૂદેવ ! આપ ચિંતા ન કરશો. આપના દેહને અહીં લઇ આવવામાં અમે જ જવાબદાર છીએ.

આત્મારામજી એ વખતે તો કંઇ ન બોલ્યા પણ બે-એક મહીના પછી એમણે મૂળચંદજી મહારાજને બધી હકીકત જણાવી. આલોચના માગી લીધી. અજાણતા પણ જો થોડી નબળાઇ થઇ ગઇ હોય તો તેઓ તેનું પ્રાયશ્ચિત્ત કરવામાં સંકોચ ન્હોતા કરતા. આચારશુદ્ધિ, વ્રતપાલન પાસે દેહની વાતને મહત્ત્વ આપવા તેઓ તૈયાર ન્હોતા.

આવા તપસ્વી, પવિત્રહૃદયી અને દેહની પાસેથી મનમાન્યું કામ લેનાર બળવાન પુરૂષ આગળ દવા સંબંધી વધુ આગ્રહ કરવાની કોણ હિમ્મત કરે ?

સંવત ૧૯૫૩ ના જેઠ શુદિ સાતમની સાંજે મહારાજજીએ પ્રતિક્રમણ કર્યું. એ પછી નિત્ય નિયમ પ્રમાણે સંથારા-પોરસી વિગેરે કરી સૂઇ ગયા. રાત્રીની સર્વત્ર છવાએલી શાન્તિમાં, અદૃશ્યપણે આગળ આવતા મૃત્યુના પગલા કોઈ સાંભળી શકયું નહી. રોગ સામાન્ય હતો. આજે નહી તો બે દિવસ પછી પણ આરામ થઇ જ જવો જોઇએ એમ સૌ માનતું.

રાત્રીના લગભગ બાર વાગ્યાની આસપાસમાં મહારાજજીની નિદ્રા ઉડી ગઇ. દમનું જોર વધ્યું. મહારાજજી શૌચ જઇ આવી, હાથ-પગ ધોઇ આસન ઉપર બેઠા. અર્હન્, અર્હન્, અર્હન એમ ત્રણ વાર અર્હન્ મંત્ર ઉચ્ચાર્યો.

"લ્યો, ભાઈ અબ હમ ચલતે હૈ— સબકો ખમાતે હૈ " એમ છેલ્લું વાક્ય પૂરૂં કરી તે જ રાત્રે તેઓ ચાલી નીકળ્યા.

ગુજરાનવાલાના જૈન સમાજને માટે નહી, પંજાબના જૈન સંઘને સારૂ જ નહીં, સમસ્ત ભારતવર્ષના જૈન સમાજને સારૂ અને પૂર્વ તથા પશ્ચિમના શાસ્ત્રાભ્યાસીઓ

અને ધર્મરસિકોને સારૂ, આ કલ્પનામા પણ ન સમાય એવી ઘટના બની ગઇ હજુ તો ગઇ કાલની સાઝ સુધી જેઓ સૌની સાથે વાર્તાલાપ કરતા હતા, સાઝ સુધી જેમના વદન ઉપર પ્રાણશક્તિનો પ્રકાશ પથરાયેલો હતો તેઓ આમ એકાએક ચાલી નીકળે એ વાત ઘણાકોએ માનવાની ના પાડી

પરન્તુ આખરે સૌને કઠોર સત્ય સમજાયુ લોકોના ટોળેટોળા એ પરમ તપસ્વીના અતિમ દર્શન કરવા એકઠા થયા

કેટલાક વિરોધીઓએ આ અતિ નાજુક અને શોકમય સ્થિતિનો ખોટો લાભ લેવા પેરવીઓ કરી જોઈ એમણે સરકારી સત્તાવાળાઓને તાર કરી, એવી ખોટી બાતમી પહોચાડી કે "આત્મારામજીનો સ્વર્ગવાસ એ સ્વાભાવિક મૃત્યુ નથી, પણ કોઇએ ઝેર દીધુ હોવુ જોઇએ. એની તપાસ થયા પછી જ અતિમ સસ્કાર કરવાની રજા આપવી." પરતુ વિરોધીઓનો એ છેલ્લો દાવ પણ નિષ્ફળ નીવડયો મહારાજજીનો દેહ પૂરેપૂરા સન્માન સાથે ચદનની ચિતામા સ્થપાયો એ અગ્નિસસ્કારના સ્થાને આજે પણ એક ભવ્ય સમાધી–મદિર ખડુ છે એ પોતાની મૌન વાણીમા એક પરમ પ્રભાવક, વિદ્વાન્ અને શાસનરસિક પુરૂષની યશગાથા, મુસાફર માત્રને સભળાવે છે

---

**શ્રી આ**ત્મારામજી મહારાજ સ્વભાવે બહુ આનદી પુરુષ હતા [illegible] નિત્ય આનદ કરાવતા [illegible] શાસ્ત્રીય [illegible] સમાધિ [illegible] વિગેરે સમય [illegible] વાતો [illegible] પાઠીને [illegible] ના [illegible] વ્યાખ્યાન [illegible] સાથે [illegible] અને [illegible] પ્રસગે [illegible] પોતે તે [illegible] તથા [illegible] બનાવે [illegible] પણ એમની [illegible] ઉપ[illegible] પોતાનાથી મ્હોટા–[illegible] મ્હોટા–એવા [illegible] મુનિરાજનો સમાગમ થાય તો તદ્દન નિરભિમાનપણે એમને વદના કરવા તૈયાર થાય— ના, ના, કહેવા [illegible] જિનધર્મના આદેશ અનુસરી વદના [illegible] જ્ઞાન અને વિનયના તો એ ભડાર હતા

( પ્ર શ્રી કાન્તિવિજયજી મહા. ની એક હસ્તલિખિત અપ્રકટ નોધના આધારે )

# વીરનર આત્મારામ

**( પંડિત શ્રી સુખલાલજી )**

યશોવિજય ઉપાધ્યાય પછી શ્રુતાભ્યાસ પ્રાય બંધ પડયો હતો આત્મારામ મહારાજે એ શરૂ કર્યો અને બહુશ્રુતપણાનું સ્થાન સંભાળી લીધું એ લગભગ દોઢસો-થી બસો વરસના ગાળામાં, શું શ્વેતાંબરમાં કે શું દિગંબરમાં આત્મારામજી મહારાજ એક મહાન વિભૂતિરૂપે આપણી નજર આગળ તરી આવે છે શ્રદ્ધામાં અટલ હતા, શાસન પ્રત્યે એમના દિલમાં જાજ્વલ્યમાન ધગશ હતી એટલું જ કહેવું બસ નથી થાય એમણે બુદ્ધિના બારણાં સાવ ખુલ્લાં રાખ્યાં હતાં જેટલું જ્ઞાન મેળવી શકાય તેટલું મેળવવું એ તેમનો પ્રધાન પુરૂષાર્થ હતો એમણે શાસ્ત્રાભ્યાસની કસોટીએ પોતાની બુદ્ધિને જીવનભર કસી એમના વખતમાં આજની જેમ જ્ઞાનના પ્રશ્નો આટલા સહજ, સુલભ ન હતા, છાપેલાં પુસ્તકો બહુ ઓછાં હતાં હસ્તલિખિત કોઈ ભાગ્યશાળીને જ અધ્યયન અર્થે સાંપડતાં, એટલું છતાં આત્મારામજી મહારાજ આજના જમાનાનો માણસ કલ્પના પણ ભાગ્યે જ કરી શકે એટલાં અને એવાં પુસ્તકો—જૈન અને જૈનેતર ધર્મનાં મેળવ્યાં, એક નહીં અનેક વિષયનાં મેળવ્યાં અને સમીક્ષકની નજરે બધાં વાંચી ગયા *

એ વખતે જૈન સમાજમાં શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ તો પ્રવેશ પણ નહોતો પામી શિલાલેખો તામ્રપત્રો અને ભૂગોળ તથા ખગોળવિદ્યાનો પણ ઇતિહાસમાં ઉપયોગ છે, બહુશ્રુતપણામાં તેને સ્થાન છે એ કલ્પના નહોતી જાગી એવા સમયમાં એમણે ઐતિહાસિક દૃષ્ટિએ જૈન શાસનની મહત્તા પ્રાચીનતા, સબળ યુક્તિઓ, પ્રમાણો આપી પુરવાર કરી એમનું વિશાળ વાચન કોઈને પણ આશ્ચર્યમુગ્ધ બનાવી મૂકે એમની અદ્ભુત સ્મરણશક્તિ અને તેમની ઉત્તર આપવાની સચોટતા તેમનાં પુસ્તકોમાં પગલે પગલે દેખાય છે

આત્મારામજી પરમ બુદ્ધિશાળી હતા, શક્તિસંપન્ન હતા અને તત્ત્વપરીક્ષક પણ હતા, પરન્તુ એ બધા કરતાં વિશેષ તો એ છે કે તેઓ ક્રાંતિકાર પણ હતા પૂજા ભક્તિ અને સન્માનના ભાર નીચે દબાયેલા સામાન્ય માનવીમાં જે તાકાત નથી હોતી તે તેમણે બતાવી આપી છે એમણે સંપ્રદાયબદ્ધતાની જાળથી છૂટી દેવાનું સાહસ કર્યું હતું તે જ બતાવી આપે છે કે તે શાંત ક્રાંતિકાર હતા ક્રાંતિકારની પ્રેરણાએ જ એમને

*આ [illegible] ચાર પ્રશ્નો મહારાજશ્રીએ [illegible] પંજાબથી [illegible] મંગાવ્યા હતા

જુના ચીલે ચાલવાની ના પાડી રૂઢીના ચીલા એમણે ભૂસ્યા ત્રીસેક વર્ષ વધુ જીવ્યા હોત તો એ ક્ષત્રિયોચિત ક્રાંતિ–વૃત્તિ એમને કઇ ભૂમિકાએ લઈ જાત તે નથી કલ્પાતું સત્યના એ અડગ ઉપાસક હતા સાચું લાગે તેજ કહેવું અને એ બાબતમા મોટા ચમરબધીની પણ શરમ ન રાખવી એ એમની પ્રકૃતિ હતી પ્રતિષ્ઠા પણ એમને ચળાવી શકે એમ નહોતુ

જૈન શ્રુતનો જે વારસો હતો તે જ તેમણે સભાળી રાખ્યો હોત તો પણ તેઓ બહુશ્રુત તરીકે ગવાયા હોત પરંતુ એમણે તો વર્તમાન દેશ–કાળની વિદ્યાસમૃદ્ધિ જોઈ નવા સાધનો નીહાળ્યા અને ભવિષ્યની જવાબદારી પણ વિચારી લીધી એમનો અંતરાત્મા બેચેન બન્યો પોતાથી જેટલુ બને તેટલુ કરવાનો નિર્ણય કર્યો

પછી તો તેમણે વેદો વાચ્યા ઉપનિષદો જોયા, શ્રૌતસૂત્રો સ્મૃતિઓ અને પુરાણોનું પણ પારાયણ કર્યુ સામયિક નવું ઉદ્ભવતું સાહિત્ય તેમજ મૃત અને જીવિત બધી જૈન શાખાઓનું સાહિત્ય, જૈનો ઇતિહાસ અને પરંપરાઓ જાણી લીધી ત્યારબાદ પોતાને સ્વતંત્રપણે જે કંઈ કહેવાનું હતું તે કહી નાખ્યુ એમના કથનમા શાસ્ત્રનો પ્રચંડ [illegible] છે, વિવરવાની પ્રતિભા છે અને અભ્યાસની જાગૃતિ છે એમણે જૂના વારસામા ઘણો નવો ઉમેરો કર્યો દરેક આચાર્યપદે આવનાર એટલુ કરે તો ?

આત્મારામજી મહારાજે બહુશ્રુતપણાની જે ભાગીરથી વહેવડાવી છે તે હવે નવી પરિસ્થિતિ જોતા ગંગોત્રીરૂપ લાગે છે સંપ્રદાયની ભૂમિકા ઉપર ઊભા રહી તેમણે જે સંશોધન વૃત્તિ તેમજ ઐતિહાસિક વૃત્તિ દાખવી છે તે ભાવી સંશોધકો અને ઇતિહાસીકોને નવો મહેલ બાંધવા માટે પાયાની ગરજ સારે છે એમના અજ્ઞાનતિમિરભાસ્કર ઉપર વિશેષ કામ કરવા ઇચ્છનાર પ્રત્યેક દાર્શનિક અને ઐતિહાસિકને પુષ્કળ અવકાશ છે

સ[illegible] એ
[illegible] જેવા ઘણાં જોડ
[illegible] નામ [illegible]
[illegible] નવાને જ
[illegible] નથી કોઈ
[illegible] જુના આમ્નાનો
[illegible] સ્વીકાર કરવો

—શ્રી વિજયાનંદ સૂરિ.

# કેટલાક વાર્ત્તાલાપ

---

"મહારાજજી, મે સાભળ્યુ છે કે આપ જગત્કર્ત્તાને નથી માનતા?" એક દિવસે અબાલામા, એક વેદમતાનુયાયીએ આવી વિનયપૂવક પૂછ્યુ

"જગત્કર્ત્તા એમ કહેનારા કહી નાખે છે ખરા, પણ એનો અર્થ સમજવાની તકલીફ ઓછા જણુ લેતા હશે ભલા. હુ તમનેજ પૂછુ છું કે જગત્કર્ત્તાનો તમે શુ અર્થ કરો છો ? આ જગતનો કોઇ કર્ત્તા હોય તો તે ક્યા વસતો હશે?" જૈનો જગત્કર્ત્તા નથી માનતા અને કેટલાકો જૈનોને નાસ્તિક પણ કહે છે, એ આક્ષેપ કેટલો બુધ્ધિશૂન્ય છે તે બતાવવા મહારાજજીએ સામો પ્રશ્ન કર્યો.

"ઇશ્વર કઈ એક જગ્યાએ થોડા જ રહી શકે? એ સવવ્યાપક છે" જીજ્ઞાસુએ પોતાનુ મતવ્ય રજુ કર્યુ

"બરાબર છે અમે એને આત્મતત્ત્વ કહીએ છીએ જ્યા જ્યા જીવ છે ત્યા ત્યા આ આત્મતત્ત્વ પણ છે જ આત્મતત્ત્વ જ કર્માનુસાર શરીરની રચના કરે છે. એ તત્ત્વને તમે ઇશ્વરને નામે ઓળખતા હો તો અમારો એ વિષે વિરોધ નથી, પણ તમારે એક વાત જાણી લેવી જોઇએ. સામાન્ય માણુસો માને છે તેમ ઇશ્વરને તમે જગત્કર્ત્તા માનો તો એક વ્યભિચારી પુરૂષ વ્યભિચાર કરે છે તેમા પણ ઈશ્વરની જ પ્રેરણા હોવી જોઈએ એમ તમારે સ્વીકારવુ પડશે ઇશ્વર કર્માનુસાર ફળ આપે છે એમ તમે કહો છો તો પુરૂષના વ્યભિચારને અગે, સ્ત્રીને જે ફળ મળ્યુ તે પણ ઇશ્વરે આપ્યું અને પુરૂષને વ્યભિચારની વાસના પ્રકટી તે પણ ઇશ્વરે જ પ્રકટાવી એમ તમારે માનવું પડશે. વ્યભિચારની વાસના ઇશ્વર પોતે જ પેદા કરે અને સ્ત્રીને તથા પુરૂષને પણ એમના કર્માનુસાર ફળ પણ એ જ આપે, એ વિચિત્ર નથી લાગતુ?"

"પણ ઇશ્વર તો સાક્ષી માત્ર જ રહે છે!"

"એ અમારો સિધ્ધાત છે અમે કહીએ છીએ કે નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા (ઈશ્વર) સાક્ષી માત્ર છે"

"તો પછી અમારા અને તમારા સિધ્ધાતમા વિરોધ જેવું જ ક્યા રહે છે ?"

"હવે મૂળ વાત સમજી લ્યો." આત્મારામજી મહારાજે પેલા જીજ્ઞાસુને નવું જ્ઞાનાંજન આંજવા માંડ્યું "તમે વસ્તુનો એક જ ધર્મ ગ્રહણ કરી, એકાંતવાદમાં ગબડી પડો છો, એટલે બીજા ધર્મોની અવગણના થાય છે. અને એને લીધે વસ્તુસ્વરૂપ જેવું જોઇએ તેવું તમે જોઇ શકતા નથી વસ્તુના સર્વ ધર્મો સ્વીકારવા જોઇએ. કથનમાં એકી સાથે એ બધા ધર્મો વર્ણવી શકાતા નથી. કારણ કે એ ધર્મો પરસ્પરમા એવા વણાઈ ગયા હોય છે કે એમને સર્વથા જુદા તારવી શકાય નહી એટલે જ અમે સ્યાદ્વાદનો સિદ્ધાંત સ્વીકાર્યો છે"

"સ્યાત્ અસ્તિ–" એટલે કે કોઇએક અપેક્ષાએ આમ છે અને કોઈએક અપેક્ષાએ તેમ છે એમ કહીએ છીએ

સ્યાદ્વાદ–શૈલી સાંભળી પ્રમોદ પામેલો જીજ્ઞાસુ મહારાજજીને બે હાથે પ્રણામ કરી રવાના થયો એની ઘણીખરી શંકાઓ શમી ગઈ

---

**બડભાગી જૈન સંઘ—**

જૈન સંઘનુ એ પરમ સદ્ભાગ્ય છે કે જ્યારે જ્યારે પુનરુદ્ધાર કે પુનર્ઘટના માટે વિદ્વાન તેમજ ત્યાગી–તપસ્વી પુરુષોની આવશ્યકતા ઉભી થાય છે ત્યારે ત્યારે અણધારી દિશામાંથી કોઈ એક સમર્થ જ્યોતિર્ધર બહાર આવતો દેખાય છે

જૈન સંઘમા આજ તો મુખ્યત્વે વૈશ્યો જ છે પણ સંઘના મહાભાગ્યે પંજાબના એક ખુણામા અવતરેલા અને ગોપધર્મ–નાનકપંથના રંગ–સંસ્કાર પામેલા એક ક્ષત્રીય સંતાનને આકર્ષ્યો આ ક્ષત્રીય પુત્ર તે આપણા પરમ પૂજ્ય ધુરંધર આચાર્ય મહારાજ શ્રી આત્મારામજી

બાલ્યલિપિમા ભીંજન પણ કેટલાક અકસ્માતો આલેખાયેલા રહે છે રવ આચાર્ય મહારાજના સંબંધમા આવો એક અકસ્માત બન્યો હતો

આત્મારામજી હજુ બાલ્યાવસ્થામા હતા રાત્રીના સમય પોતાના માતુશ્રી પાસે શાંતિથી સુતા હતા માતા પણ થાકને લીધે નસઘસાટ ઉંઘતા હતા. એટલામા એક ચોર એ ઘરમા આવ્યો

આત્મારામજીના હાથ પગમા સોનાના કડા હતા ચોરની નજર તે તરફ ગઈ ધીમેથી કડા સેરવવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ એટલામા તો માતાજી એકદમ જાગૃત થયા જનેતા જ તેમણે એકદમ ચોરનુ કાંડુ પકડ્યુ ચોરે છુટવા સારૂ ઘણા ફાંફા માર્યા પણ માતાજીના હાથમાંથી એ કાંડુ છોડાવી શક્યો નહિ આખરે એ માતાજીની માફી માગી ત્યાથી નાસી છુટ્યો

આત્મારામજી એ આફતમાથી અણીશુદ્ધ ઉગરી ગયા; એટલે કે ઘરેણાની લાલચે ચોરે એમને ઇજા ન કરી આવા આવા અકસ્માતોની અગ્નિ-પરીક્ષામાથી પસાર થયેલા આત્મારામજી મહારાજે શુદ્ધ કંચનની જેમ જૈન સંઘને શોભાવ્યો

## ૨

આચારવિધિમા તેમજ વ્યવહારમા પણ બધે ઉત્સર્ગ અને અપવાદ હોય છે અનુચિત પ્રસગે, અપવાદને નામે જ્યારે કોઇ બચાવ કરતું ત્યારે આત્મારામજી મહારાજ એક સરસ દૃષ્ટાત આપી એ બચાવને હસી કઢાડતા કોઇ કોઈ વાર આચાર્ય શ્રી વિજય વલ્લભસૂરિ, ગુરૂદેવના મુખેથી સાભળેલા એ કથાનકનો પોતાના વ્યાખ્યાનમા ઉલ્લેખ કરે છે. એ કથાનક જેટલું બોધક તેટલુ જ આનદદાયક છે

એક માણસ બહુ ગરીબ હતો, ભાગ્યાતુટ્યા ઝુપડામા પડી રહેતો એક દિવસે એ ઝુપડામા અચાનક આગ સળગી ઝુપડુ બળીને રાખ થઈ ગયુ આશ્રય વિના માણસ કેમ રહી શકે? તેણે એવુ જ બીજુ ઝુપડુ ઉભુ કરવા પાછા પાયા ખોદવા માડ્યા

દરિદ્રીના બધા દિવસો કઇ સરખા નથી હોતા એને પાયામાથી અણુધાર્યા કેટલાક સોના-રૂપાના ચરૂ મળી આવ્યા જોતજોતામા એ પૈસાદાર બની ગયો તરતજ તેણે કુશળ શિલ્પીઓને અને મજુરોને બોલાવી, ઝુપડાના સ્થળે એક મોટો મહેલ ખડો કરી દીધો.

લોકોએ એ ઘટના જોઇ એક ગરીબ માણસના ઝુપડામા આગ લાગે અને તે પછીના થોડા જ આતરામા એ માણસ ભવ્ય મહેલ ખડો કરી શકે તે જોઈ કોને આશ્ચય ન થાય?

મૂરખ માણસોએ નિશ્ચય કર્યો કે આગ લગાડવાથી જ ઝુપડા હોય ત્યા મહેલ ઉભા કરી શકાય કેટલાકોએ એવો ભયકર પ્રયોગ કરી પણ જોયો, પરન્તુ સૌના ભાગ્યમા કઈ સોના-રૂપાના ચરૂ થોડા જ હોય છે?

ઝુપડુ બળવુ, ચરૂ હાથ આવવા એ એક અપવાદ છે હમેશા કઈ એવા પ્રસગો નથી બનતા. એમ બનતુ હોત તો દુનીયામા ગરીબો કે ઝુપડાનો ક્યારનોય નાશ થઈ ગયો હોત

જેઓ વિધિમાર્ગને છોડી-ઉત્સર્ગની ઉપેક્ષા કરી, કેવળ અપવાદ માર્ગનો આશ્રય લે છે તેઓ પોતાના ઝુંપડા બાળી વધુ દીન બને છે ચરૂ તો કોઇ ભાગ્યવાનને જ મળે

જે મૂરખાઓ, ચરૂની આશાએ પોતાના ઝુપડા બાળી દે તે જેમ દયાને પાત્ર છે તેમ અપવાદ માર્ગનુ અવલબન લેવાથી પોતાનુ કલ્યાણ થશે એમ માનનારાઓ અને એ રીતે પોતાની નબળાઇનો બચાવ કરનારાઓ પણ એટલા જ દયાપાત્ર છે.

---

# ૩

એક દિવસે એક મુસલમાન ગૃહસ્થ, આત્મારામજી મહારાજના વ્યાખ્યાનમાં આવ્યા એ વ્યાખ્યાન સંબંધી વિદ્વત્તા જોઇ બહુ જ પ્રસન્ન થયા, પણ એને મહારાજજીની એક વાત ન ગમી એને થયુ કે આવો વિદ્વાન, પ્રભાવશાલી પુરૂષ ભીખ માગે, ભીખ ઉપર જીવે એ કેટલુ બધુ શરમભર્યું ગણાય? એ સ્પષ્ટવક્તા હતો, તેથી તેણે વ્યાખ્યાન ઉઠયા પછી મહારાજજીને પૂછયુ

"અપગ, અજ્ઞાન માણુસો ભલે ભીખ માગે, પણ આપના જેવા સબળ અને તે પણ અજોડ પડિત, આવી રીતે કોઈની દયા કે શ્રદ્ધા ઉપર જીવે એ મને ઠીક નથી લાગતું. આપ પરિશ્રમ કરો તો ખુશીથી આપની આજીવિકા ચલાવી શકો."

બહુ જ શાતિપૂર્વક મહારાજજીએ જવાબ આપ્યો "તમારી સૂચના બરાબર છે. મારા વ્રતમા ખામી ન આવે એવો મને માર્ગ બતાવો તો મને મજુરી કરવામા પણ શરમ નથી"

મુસલમાન · "આપના વ્રતની વાત પહેલા કહો"

મહારાજજીએ પાચ મહાવ્રત ટૂકામા સમજાવ્યા મુસલમાન ભાઈ થોડી વાર વિચારમા પડયા. આખરે એમને એક કલ્પના સૂઝી·

"આપ અરણ્યમાથી સૂકા લાકડાં એકઠાં કરો અને બજારમાં વેચો તો ગુજરાન ચલાવી શકો"

"પણ વગર પૂછયે-વગર રજાએ અમારાથી લાકડા કેમ લેવાય?"

અદત્તાદાન ઉપર થોડું વિવેચન કર્યુ એટલે મુસલમાને કહ્યુ

"જંગલના માલેકની રજા માગી લો તો ચાલે."

"પાછી માગવાની વાત આવીને ઉભી જ રહે છે જંગલના માલીકની રજા માગવી એના કરતા ભીખ માગવી શું ખોટી છે? માગવાનું તો બધે એક સરખુ જ છે."

એ ગૃહસ્થ નિરૂત્તર બન્યા જૈન મુનિ પ્રત્યે જે બહુમાન હતુ તેમા થોડો વધુ ઉમેરો થયો અને પછી પોતાના માર્ગે ગયા.

---

## ૪

ઇસાઇધર્મમાં તાજા વટલેલા એક ભાઇ એક દિવસે મહારાજજીની વ્યાખ્યાનસભામાં આવ્યા. પોતાના ધર્મ સિવાયના બીજા ધર્મોમાં દોષ જોવાની એમને બહુ બૂરી ટેવ પડી ગઇ હતી વ્યાખ્યાન પૂરૂં થયા પછી એ ભાઇ બોલી ઉઠ્યા· "તમે જૈનો અહિંસા–અહિંસા પોકારો છો, પણ તમે પોતે એક યા બીજી રીતે માસ નથી ખાતા?" જૈનો ઉપરનો આ દોષારોપ સાભળી કેટલાકો ખળભળ્યા. મહારાજજીએ એમને શાત કરવા કહ્યું: કોઈના કહેવા માત્રથી આપણે માસાહારી નથી થઇ જતા. એ ભાઇ શું કહેવા માગે છે તે આપણે શાતિથી સાંભળી લેવું જોઇએ

"અમને આપ કઇ રીતે માસાહારી માનો છો?" ઇસાઇ ભાઇને આત્મારામજી મહારાજે પ્રશ્ન કર્યો

"આપ ગાય–ભેંસનું દૂધ પીવો છો કે નહીં?"

મહારાજજીએ હા કહી. એટલે ઇસાઈ ભાઇ ઉત્સાહમા આવી બોલવા લાગ્યા

"દૂધ પણ એક પ્રકારનું માસ છે. પશુના લોહીમાથી જ એ બને છે. માસાહારને બુરો માનવો અને દૂધ પીવું એ પરસ્પરવિરોધી છે. દૂધ પીનારા એક રીતે માસાહાર જ કરે છે" ઇસાઇએ પોતાનુ તત્ત્વજ્ઞાન ડોળવા માડયું

"આપનુ કહેવું બરાબર છે લોહી જ દૂધના રૂપમા પરિણમે છે પરંતુ મૂળ વસ્તુ અને તેની પરિણુતિ એ બે એક નથી. રૂધીર પદાર્થ જ્યારે બદલાય છે ત્યારે તે દૂધ બને છે માતાનુ દૂધ પીનાર બાળક એ કઇ માતાનુ લોહી પીનાર બાળક નથી મનાતું રૂધીર જોવાથી માણસને તરતજ સૂગ ચઢે છે દૂધમા એવું નથી બનતું. દુનીયા પણ રૂધીરને અને દૂધને જુદા જુદા જ માને છે તમે ગંદી વસ્તુઓ આહારમા નથી લેતા, પણ શૂકર એવી જ ગંદી વસ્તુઓ ઉપર જીવે છે, એ જ શૂકરનું માસ તમો આરોગો છો. એટલે તો તમે પણ એવી જ ગદી વસ્તુઓ ખાવ છો એમ કહી શકાય? પરિણુતિ પછી મૂળ વસ્તુ બદલાઇ જાય છે એમ કા નથી સ્વીકારતા?"

મહારાજજીનાં શાત અને યુક્તિવાળા વાક્યો સાભળી ઇસાઇ શરમીદો બની ગયો. એ દલીલનો જવાબ વાળી શકયો નહીં ચૂપચાપ ત્યાથી ચાલ્યો ગયો.

---

# કેટલાક પ્રસંગો

## શ્રી આત્મારામજી અને દયાનંદજી.

એ બન્ને પુરૂષો સમકાલીન હતા. બન્ને એક યુગના મહારથીઓ હતા. આજે પણ એ બન્ને પુરૂષોની તસબીરો જુઓ તો કેટલુંક સામ્ય જણાઈ આવે

આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદજીના દેહબળ વિષે કેટલીક વાતો પ્રચાર પામી છે તેઓ સારા ગણાતા મલ્લ કે કુસ્તીબાજોની સાથે બરાબર ટક્કર ઝીલી શકતા એમ કહેવાય છે. દયાનંદજી પોતે પણ કસરત, અખાડામા માનતા.

આત્મારામજી મહારાજ કોઇ દિવસ અખાડામાં જોતા ગયા. એમણે દંડ કે બેઠકની તાલીમ જોતી લીધી. છતાં શ્રી આત્મારામજી મહારાજ અને સ્વામી દયાનંદજી જો પોતાનાં વસ્ત્રો પરસ્પરમા બદલાવી નાખે તો કદાચ કોઇને પણ ભ્રાંતિ ઉપજ્યા વિના ન રહે. બન્નેના દેહગઠનમા એટલું સરખાપણુ હતુ કે દયાનદજી આત્મારામજી તરિકે અને આત્મારામજી દયાનંદ તરિકે ઓળખાઈ જાય.

આત્મારામજી મહારાજના બળ અને હિમ્મત સંબધે એક-બે પ્રસગ મળે છે:

એક વાર આત્મારામજી મહારાજ, સાથેના આઠ-દશ મુનિઓની સાથે વિંધ્યાચળની અટવીમાથી પસાર થતા હતા. અહીં ધાડપાડુઓ અને લૂટારાઓ વસે છે શ્રાવકોએ એક-બે ચોકીદારો પણ આપ્યા હતા. એક ચોકીદાર આગળ અને એક પાછળ અને મુનિઓ વચગાળે; એવો ક્રમ ગોઠવાયો હતો.

થોડે દૂર ગયા પછી આગળ ચાલતા ચોકીદારે, આઠ-દશ લૂટારાઓની એક ટોળી જોઈ, સૌને સાવચેત કર્યા. આત્મારામજી મહારાજે જરા પણ ગભરાયા વિના સૌને આગળ ચાલવાની આજ્ઞા કરી. વધુમા એમણે મુનિઓના હાથમાના દાંડા ખભા ઉપર મૂકવાની ભલામણ કરી.

આ દાંડાના રંગ, સૂર્યના તેજમા બધુંકની જેમ ઝળહળતા હતા. લૂટારાઓ સમજ્યા કે આ કોઇ લશ્કરી ટુકડી આવે છે એટલે એમણે ઉપદ્રવ કરવાનો વિચાર માંડી વાળ્યો. જે રસ્તે આવ્યા હતા તે જ રસ્તે પાછા ચાલ્યા ગયા.

થોડી વાર પછી આત્મારામજી મહારાજે પોતાની સાથેના મુનિઓને કહ્યું: " મિચ્છા-મિ દુક્કડં " દઇને જ વાત શરૂ કરૂં. "

બધા મુનિ વૃતાત સાભળવાને ઉત્સુક થયા. મહારાજજીએ ખુલાસો કર્યો:

" લૂટારાઓ સામે આવે છે એમ જાણ્યા પછી મને જે વિચાર આવેલો તે હું તમને કહી દઉં. ગમે તેમ પણ આપણી ટોળીનો નાયક હુ છુ. તમારી સહીસલામતી મારે જોવી જ જોઇએ. મારી એ ફરજ છે હવે જો લૂટારાઓ હુમલો કરે તો, મે તો નિર્ણય જ કરી રાખ્યો હતો કે આપણી સાથેના ચોકીદારના હાથમાથી તલવાર લઇ લેવી અને લૂટારાઓને બને તેટલું પહોચી વળવું, પણ હવે એ બદલ મિચ્છામિ દુક્કડં દઉં છું. "

આવે પ્રસંગે એમનું બ્રહ્મક્ષત્રીયનું લોહી ઉકળી આવતું. દેહના સામર્થ્ય સંબંધનું એમનું આત્મભાન જાગૃત થતું.

× × × ×

ભાવનગરના વૃદ્ધ પુરૂષો કદાચ એક બીજા પ્રસંગની સાક્ષી પૂરી શકશે.

મહારાજજી બીજા કેટલાક મુનિઓ સાથે દરિયા-કિનારા તરફ સ્થંડિલ ગયા હતા. એક-બે મુનિઓએ દરિયાકાંઠા પાસે એક ગર્દભને મ્હોટા-ભારે લાકડા નીચે દબાતો અને રીબાતો જોયો. લાકડા ખૂબ ભારે હતા ગર્દભના શરીરને એ લાકડાના ભાર નીચેથી બચાવી લેવાનુ બહુ કઠિન હતુ. મુનિઓ કોશેશ કરતા હતા એટલામાં આત્મારામજી મહારાજ પણ ત્યા આવી પહોચ્યા.

એમણે આ દૃશ્ય જોયું. બે-ત્રણ મુનિઓ સાથે મળીને લાકડા ઠેલતા હતા, પણ તેમાં તેમને સફળતા ન્હોતી મળતી.

" તમે દૂર ખસી જાઓ ! " આત્મારામજી મહારાજે જરાયે વિલંબ કર્યા વિના, સાથીઓને આજ્ઞા કરી ' આ તરપણી લઇ લ્યો. "

મહારાજજીના હાથમાથી તરપણી લઇ લેવામા આવી. તેઓ પેલા લાકડા પાસે પહોચ્યા હાથના એક જ ઝટકાથી તેમણે મોભ જેવડુ લાકડુ આઘુ ખસેડી દીધું. દબાયેલો ગર્દભ ઉઠીને ઉભો થયો.

એ પછી મહારાજજી પણ પોતાના સ્થાન તરફ વળ્યા.

× × × ×

જોધપુરમા દયાનંદ સરસ્વતીના વ્યાખ્યાનની, ખંડનની ધુમ મચી હતી. જૈન દર્શનનું પણ તેઓ ખંડન કરતા.

એ વખતે જોધપુરના દીવાન એક જૈન ગૃહસ્થ હતા. તેમણે દયાનંદજીને કહ્યું: " આત્મારામજી મહારાજ અહીં થોડા દિવસમા આવી પહોંચશે એ પણ પંડિત છે, આપ પણ પંડિત છો. આપ બન્ને સાથે બેસીને ચર્ચા કરો તો અમને પણ કેટલુક જાણવાનું મળે. "

સ્વામી દયાનદે દિવાનજીની એ ભલામણ સ્વીકારી એમણે કહ્યુ " ભલે, ખુશીથી એમને આવવા દો. "

આત્મારામજી મહારાજ પગે ચાલીને વિહાર કરતા હોવાથી જોધપુર પહોચવામાં થોડો વિલંબ થાય એવો સંભવ હતો જોધપુર પહોંચતા હજી ચાર-પાચ દિવસ તો સ્હેજે વ્યતીત થઇ જાય.

" હું જરા જયપુર જઇ આવુ. ત્યા સુધીમા આત્મારામજી પણ આવી જશે અને હુ પણ આવી પહોચીશ " એમ દીવાનજીને કહીને દયાનદજી જયપુર ગયા.

એ વાતને ચાર-પાચ દિવસ થઈ ગયા. ઉતાવળે ઉતાવળે વિહાર કરતા આત્મારામજી મહારાજ પણ જોધપુરમા આવી પહોચ્યા

તે જ દિવસે ઇતિહાસમા એક મ્હોટો અકસ્માત્ બન્યો. જોધપુરમા આત્મારામજી પહોચ્યા તે જ દિવસે જયપુરમા દયાનદ સરસ્વતી સ્વર્ગવાસ પામ્યા.

કાળબળે એક જ યુગના બે સમર્થ પુરૂષોને ભેગા પણ થવા ન દીધા. કાળને પોતાને જ જાણે કે એ સમિલન ન્હોતું ગમતુ.

બે મહારથીઓ, ભાગ્યયોગે ભેગા મળ્યા હોત તો એનુ શુ પરિણામ આવત તે કળી શકાતું નથી. કદાચ મ્હોટો-યાદગાર શાસ્રાર્થ થયો હોત અથવા તો બન્ને પ્રભાવશાલી પુરૂષોએ અધશ્રદ્ધાળુઓની દુનિયાને કઈ નવો જ પ્રકાશ આપ્યો હોત: કોણ જાણે શુ ફળ ફળત ?

---

# ષડ્ દર્શન જિન–અંગ ભણીજે !

ઉન્હાળાની યુવાનીનો એ એક દિવસ હતો. સવારથી જ સૂર્યે પોતાનાં સંતપ્ત કિરણ પૃથ્વી ઉપર વેરવા માંડ્યાં હતાં. બપોરનો તાપ ઘરમા વસનારાઓને માટે પણ અસહ્ય થઈ પડ્યો હતો.

આવા ધોમ ધખતા તાપમા મુનિઓની એક મંડળી એક ગામથી બીજે ગામ જાય છે. પાસે પૂરું પાણી પણ નથી જે કઈ થોડું હતું તે પણ ખૂટવાની અણી ઉપર છે. બીજા ગામમા શ્રાવકોની વસતી પણ ન હતી, જ્યાથી એમને ઉપયોગપૂરતું પાણી મળી શકે.

મુનિ–મંડળી માડ માડ ગામ સુધી પહોચી. પાણીનો સંગ્રહ વપરાઇ ચૂક્યો હતો. કોઇએ ન્હાવા માટે ઉકાળેલા પાણીમાથી થોડું પાણી મળશે એવી આશાથી બે–ત્રણ મુનિઓ પાણી વ્હોરવા ગામમા ફરી રહ્યા.

જ્યા જાય ત્યા નકાર સિવાય બીજો શબ્દ ન સભળાયો. પાણી વિના જ આખો દિવસ કદાચ કાઢવો પડશે એક તો ઉન્હાળાની બપોર અને તેમા યે પંજાબની ગરમી· આવે વખતે ન્હાવાને માટે પણ ઉન્હું પાણી કોણ કરે ?

પાણી નહી મળે તો કઈ નહીં છેવટે થોડી છાશ તો મળશે ને ? મુનિઓએ પાણીની વાત પડતી મૂકી, છાશને માટે શોધ ચલાવી. ગામડામા થોડી છાશ તો જરૂર મળી રહે.

મુનિઓએ છાશની તપાસમા પણ ઘેર ઘેરથી નકાર સાભળ્યો. વખત વીતતો ગયો તેમ તેમ સમસ્યા વધુ ને વધુ કઠિન બનતી ચાલી મુનિમંડળી પોતાના સ્થાન તરફ પાછી વળી.

એક ઘરના ઓટલા ઉપર એક વૃદ્ધ પુરૂષ બેઠો હતો તેણે આ મુનિઓના મુખ ઉપર પરિસહની વ્યથા વાચી. એ મુનિઓને સબોધી બોલ્યો "સત મહારાજ, આપને શું જોઇએ છે તે જ નથી સમજાતું મને જરા ખુલાસાથી વાત કરો."

એક મુનિએ પોતાના આચારની વાત કહી સભળાવી. જૈન મુનિથી ઉકાળેલા પાણી વિના બીજું પાણી પી શકાય નહીં એ પ્રકારની પ્રતિજ્ઞા સમજાવી.

" આવા ઉનાળામાં પણ ગરમ પાણી પીઓ ? " વૃદ્ધે પૂછયું.

" ગરમને ઠંડુ કરી શકાય; પણ જો ગરમ પાણી ન મળે તો છાશથી યે ચલાવી લેવું પડે. " મુનિએ સ્પષ્ટીકરણ કરવા માંડયું.

વૃદ્ધ ઉત્સાહમાં આવ્યો " ત્યારે બોલતા નથી કેમ ? છાશ તો જોઇએ તેટલી મળી રહેશે. "

" અમે તો ઘેર ઘેર ભમ્યા, પણ અહી છાશને માટે પણ કોઇ હા નથી ભણતું. " મુનિઓએ પોતાનો સ્વાનુભવ વર્ણવ્યો.

" એમ છાશ નહી મળે, છાશ મેળવવાનો એક જુદો જ માર્ગ છે " વૃદ્ધે માર્ગ બતાવવા માંડયો " જુઓ, આ ગામમાં હીરાસીંગ કરીને એક મુખી છે. એને ત્યા ઘણા દૂધાળા ઢોર છે આખુ ગામ એને ત્યાથી જ છાશ લઇ આવે છે બીજાને ત્યાંથી છાશ લાવનારા તમને આપી શકે નહી તમે પોતે હીરાસંગને ત્યા જાઓ તો તમને જોઇએ તેટલી મળી રહે "

મુનિઓ હીરાસીંગના ઘર તરફ વળ્યા હીરાસીંગે પોતે પોતાના ઘર તરફ આવતા આ જૈન મુનિઓને જોયા ને બહુ ઉલ્લાસપૂર્વક સામે આવી, બે હાથ જોડી ઉભો રહ્યો " અહોહો, સંતો ! પધારો ! પધારો ! "

મુનિઓએ ગામના જમીનદાર જેવા હીરાસીંગનો ગાય-ભેસોનો વૈભવ જોયો એને ત્યા જાણે કે દૂધ અને છાશની નદીઓ વહેતી હતી.

' સંતો શી આજ્ઞા છે ? " હીરાસીંગે એક ભાવિકની જેમ જીજ્ઞાસા બતાવી

" બીજું તો કંઈ નહી, પણ થોડી છાશની જરૂર છે " તરસને લીધે સૂકા બનેલા કંઠમાથી શબ્દો નીકળ્યા

" જેટલા જોઇએ તેટલા ઘડા ભરી લ્યો-પીવાય એટલી પી લ્યો ! આપની કૃપાથી અહીં છાશ-દૂધની લીલાલ્હેર છે ! " શીખ ગૃહસ્થ હીરાસીંગ પણ જાણે કે સત્પાત્ર મળવાથી ખૂબ જ પ્રમોદભાવ અનુભવી રહ્યા

મુનિઓએ પોતાની પાસે જે કંઈ પાણીના પાત્ર હતા તે છાશથી ભરી લીધા. મહારાજ શ્રી આત્મારામજી એમની રાહ જોતા જ ઉતારે બેઠા હતા મુનિઓએ છાશ સંબંધી સારોયે વૃતાત એમને કહી સંભળાવ્યો.

પાણીને બદલે છાશ પી ને મુનિઓ તૃપ્ત થયા.

".હવે તમને આજની આ ઘટનાનો એક પરમાર્થ સમજાવું." શ્રી આત્મારામજી મહારાજે શિષ્યોના સમૂહને સંબોધી કહેવા માંડ્યું. મુનિઓ પણ એ બનાવનો પરમાર્થ સમજવા ઉત્કંઠ બન્યા.

"છાશ તો ઘેર ઘેર હતી, પણ તમને વહોરાવવાની કોઇની હિમ્મત ન ચાલી. ખરી છાશ હીરાસીંગને ત્યા–એને એકલાને જ ત્યા હતી તેણે તમને ભરપેટ છાશ પીવાની અને લઇ જવાની છૂટ આપી એને છાશનો હિસાબ જ ન્હોતો ' આત્મારામજી મહારાજે આજની ઘટનામાથી પરમાર્થ તારવવા પ્રસ્તાવના કરી

સંસારના સામાન્ય બનાવમાથી, તેમની પ્રતિભા, ઘણીવાર ઘણા સાદા–સીધા સાર્વજનિક સિદ્ધાત ઉપજાવતી એ સાભળી સૌ કોઇને અનન્ય આનંદ થતો.

"ગામમા સૌને ત્યા છાશ હતી, પણ તે હીરાસીંગને ત્યાથી એમણે આણી હતી. એ છાશ હીરાસીંગની હોવા છતા સૌએ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે વધુ–ઓછુ પાણી મેળવી, પોતાની જ છે એમ માની લીધું હતુ. હીરાસીંગને એવુ પાણી ભેળવવાની જરૂર ન હતી ' મહારાજજીએ પરમાર્થ કહેવા માંડ્યો "હીરાસીંગની છાશ એ જૈન દર્શન સમજો જૈન દર્શનના અમુક અમુક સિદ્ધાતોને અપનાવી અન્ય દર્શનોએ પોતાના પંથ પ્રવર્તાવ્યા, પરન્તુ એ પંથ, એ સિદ્ધાત, સૌને માટે એક સરખી રીતે ઉપભોગ્ય બની શકતા નથી પોતાને ઘેર છાશ લાવ્યા પછી ગામજનો જેવી રીતે પોતપોતાને પસંદ પડે એવી રીતે પાણી ભેળવે છે તેમ અન્ય દર્શનીઓ પણ જિનશાસનના સિદ્ધાતમા એકાતવાદનુ પાણી મેળવે છે એ સિવાય તો છાશ વધુ વખત ન ચાલે તેમ એ સિદ્ધાત પણ વધુ વખત ન ચાલે હીરાસીંગની જેમ જિનશાસન એ શુદ્ધ સિદ્ધાતનો ભંડાર છે. જેટલા જોઇએ તેટલા નિર્દોષ–સેળભેળ વગરના, સિદ્ધાત–ભંડારમાથી લઇ લ્યો જિનશાસનને જરા પણ સંકોચ નહીં થાય હીરાસીંગની છાશ ઘેર ઘેર પહોચ્યા પછી, તે તે ઘરવાળાની છાશ ગણાશે; પણ વસ્તુત એ હીરાસીંગની જ છે તેમ જિનશાસનના સિદ્ધાત અન્ય દર્શને સ્વીકાર્યા પછી ભલે એની ઉપર એ દર્શનની મ્હોર–છાપ પડે, પરન્તુ જે સાચો તત્ત્વચિંતક છે તે તો તરત જ કહી દેશે કે ષડ્દર્શન એ જિન શાસનના જ અંગ છે જિનશાસનરૂપી ઝરણના જ એ પાણી સૌએ પોતપોતાના પાત્રો વિષે સંઘર્યા છે એ પાત્રોમાના પાણી કદાચ ખૂટી જાય એવી એમને બીક રહે એ સ્વાભાવિક છે એ ઉછીના આણેલા પાણી તમને પૂરતો સંતોષ ન આપી શકે, એ બનવાજોગ છે અને એ બહુ નિર્મલ ન હોય એમ પણ સંભવે છે જિનશાસનને વિષે એવી કોઇ ભીતિ નથી. જિનશાસન કહે છે તમે બીજે બીજે સ્થળે શા સારૂ ભમો છો? આ સ્વચ્છ ઝરણુ તજી, આ હીરાસીંગનુ ઘર મૂકી શા સારૂ ઘેર ઘેર ઠેબા ખાવો છો' જિનશાસનના સિદ્ધાન્ત વિષયક દ્વાર ખોલો' એ જિનશાસન સૌ કોઇ સંતનુ, કલ્યાણની

ભાવના રાખનારનું સ્વાગત કરવા તૈયાર છે. હીરાસીંગ જેમ તમારૂં સ્વાગત કરવા તૈયાર હતો તેમ જિનશાસન પણ પ્રાણીમાત્રને માટે ઉઘાડું છે. પીવાય એટલું પીવો, લેવાય એટલું લ્યો "

ઘણે લાંબે વખતે આ વાત કેવળ સ્મૃતિમાંથી ઉતારવામા આવી છે, એટલે મહારાજજીએ એક સામાન્ય બનાવને અંગે જે સરસ વિવેચન કરેલું તેનો માત્ર સારાશ જ આપીને અહીં સંતોષ લેવો પડે છે. મહારાજજીની જિનશાસન પ્રત્યેની જ્વલંત શ્રદ્ધા અને રોજરોજ બનતી ઘટનામાથી પરમાર્થ નીપજાવવાની એમની કુશળતા જ્યારે જ્યારે સ્મરણે ચડે છે ત્યારે ત્યારે એ સ્વર્ગસ્થ પુરૂપને માટે બહુમાન ઉભરાય છે.

# શ્રી આત્મારામજી મહારાજની વ્યાખ્યાન-કળા

લખવું અને બોલવુ એ બન્ને કળા છે. ગમે તેમ ભરડવુ એ જેમ વાણી નથી તેમ ગમે તેવુ ભૂંસી બાળવું એ લેખન નથી વાણીનું માધુર્ય, વાણીના આરોહ-અવરોહ, વાણીને અનુરૂપ ભાવ એ વ્યાખ્યાનકળાનાં અંગો છે ખુબ જુસ્સો બતાવવા જતા કેટલાક વ્યાખ્યાનકારો પોતાના વકતવ્યને છેક કૃત્રિમ બનાવી દે છે, તે જ પ્રમાણે વધારે પડતી મંદતા, શ્રોતાઓમા નીરસતા ઉપજાવે છે. વ્યાખ્યાન વસ્તુત એક પ્રકારનું સંગીત છે. ભલે એમા છંદબદ્ધતા ન હોય, ઝડઝમક ન હોય, પણ કળાકાર પોતાની બંધબેસતી સુરાવટવડે અણઘડ શ્રોતાઓના દિલમા પણ ધારી અસર નીપજાવે છે.

સ્વ. આત્મારામજી મહારાજના સંબંધમા એમ કહેવાય છે કે તેઓ વ્યાખ્યાનને ખુબ સરસ રીતે જમાવી શકતા એમનામા વિદ્વત્તા હતી, પ્રતિભા હતી, ધગશ હતી;

પણ તે ઉપરાંત, એમના એક નિકટના પરિચિત વર્ણવે છે તેમ એમના વ્યાખ્યાનમાં, સામાન્ય માણસ ન સમજી શકે એવી સ્વરબદ્ધતાની આછી ઝણઝણાટી વ્યાપતી. એ સંબંધમાં એક આવી વાત સાંભળી છે.

આત્મારામજી મહારાજનું વ્યાખ્યાન પૂરું થયું એક પછી એક શ્રોતાઓ મહારાજને વાંદી, વિખરાવા લાગ્યા ભકતજન જેવો એક ગૃહસ્થ, વ્યાખ્યાનમા જ્યાં બેઠો હતો ત્યાં જ બેસી રહ્યો એના મુખ ઉપર આનંદ, તૃપ્તિની ઉજ્જ્વળ રેખાઓ છવાઇ હતી.

"કંઈક પૂછવું હશે, એટલે બેઠા હશે" એમ માની કોઇએ વધુ પૂછપરછ ન કરી

બધા ચાલ્યા ગયા એટલે એ મહારાજની પાસે આવ્યો મહારાજજીએ કોની પાસેથી સંગીતની આવી તાલીમ મેળવી હશે, તે જાણવા તેણે પોતાની આતુરતા બતાવી

ખરૂં જોતા, આત્મારામજી મહારાજ કોઇ દિવસ સંગીતની સા, રી, ગ, મ શીખવા કોઇ ઉસ્તાદ પાસે ન્હોતા ગયા એમના સંયોગો જ એવા હતા કે સંગીતને અને એમને ઘણુ અંતર પડી ગયુ હતુ

મહારાજજીએ કહ્યુ "સંગીત-બંગીત હું કંઇ નથી શીખ્યો"

પેલા ભાઇને બહુ આશ્ચર્ય લાગ્યુ એ બને જ કેમ? સંગીતની તાલીમ વિના આખા વ્યાખ્યાનમા એક સૂર શી રીતે સંભાળી શકાય?

જીજ્ઞાસુ પોતે સંગીતનો જાણકાર હતો વાત ટાળવા માત્રથી એને સંતોષ થાય એમ ન હતુ આખરે શ્રી આત્મારામજી મહારાજે ખુલાસો કર્યો

"ઉપાશ્રયની આસપાસના ઘરોમાથી, રાત્રે જ્યારે સંગીતના સૂર આવતા ત્યારે ધ્યાનપૂર્વક હુ એ સાંભળતો. સંગીતની મીઠાશ અને મહત્તા કલ્પતો એને અભ્યાસ કહેવો હોય તો અભ્યાસ કહો, તાલીમ કહેવાતી હોય તો તાલીમ કહો, પણ એ સિવાય વધુ સંસ્કાર કે શિક્ષણ મને નથી મળ્યા"

એક સમર્થ, પ્રતિભાશાળી પુરૂષ, પોતાને યોગ્ય સંસ્કારની સામગ્રી, ક્યાંથી-કેવી રીતે મેળવી લે છે અને એ રીતે પોતાને કળાસમૃધ્ધ બનાવે છે તે એમના જીવનના આ પ્રસંગમાથી સમજાય છે.

# વિહારના કડવા–મીઠા અનુભવો

આત્મારામજી મહારાજના ઉગ્ર વિહારની ઘણી વાતો આપણે સાંભળી છે. પંજાબ, રાજપુતાના અને ગુજરાતની ભૂમિ એમના પાદવિહારથી ધન્ય બની છે. વિહારની સાથે અનેકવિધ પરિસહો પણ એમને વેઠવા પડ્યા હોય એ સ્વાભાવિક છે.

તેઓ પોતે તો વિહારના કષ્ટોથી સંપૂર્ણ પરિચિત હતા એ કષ્ટોને આફતરૂપ નહીં પણ સંયમની કસોટીરૂપ જ માનતા એમની સાથેના સાધુ પરિવારમા કોઇ કોઇ મુનિ આવી કસોટીની પળે સ્હેજ આકળા બની જતા

દિલ્હીથી જયપુર જતા આવો એક પ્રસંગ બનેલો માર્ગમા શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના ઘરો બહુ ઓછા આવતા દિગંબર કે સ્થાનકવાસી ગૃહસ્થો તરફથી પણ સાધુઓનો સત્કાર થવાને બદલે ઉલટો ઉપદ્રવ થતો આવે ટાણે કોઇ કોઇ સાધુ સ્હેજ તપી જતા

આત્મારામજી મહારાજ એમને પ્રસન્નવદને સમજાવતા·

"ભાઈ રસ્તાના કામ છે, વેઠવું તો પડે. અહીંઆ કંઇ આપણા સંસારીપણાના સગા-સંબંધી થોડા જ છે ? આપણે કંઇ એમને ત્યાં થોડી જ થાપણ મૂકી છે ? આપણી ફરજ છે કે ઉપદ્રવ કરનારાઓને પણ ધર્મના બે શબ્દો વિવેકપૂર્વક સંભળાવવા. કોઇક દિવસ એ પલળશે.

"આપણે જૈન મુનિ છીએ, આપણી શાંતિ અને સહિષ્ણુતાની જ એમની ઉપર અસર પડવી જોઇએ આપણે કંઈ બાવા નથી કે ધોકો પછાડીને, ડરાવીને, ધમકાવીને આપણો લાગો વસુલ કરીએ આપણે જો તપી જઇએ–ઉશ્કેરાઇ જઇએ તો પછી આપણામાં ને પેલા જમાતવાળા બાવામા શું ફેર રહ્યો ? આપણું મુનિપણું તો સંયમથી જ શોભે."

પ્રસંગોપાત સ્વ. મહારાજજી ગામડાના કાટા કેવા કુટિલ હોય છે તે સમજાવતા, વીતરાગદેવના પંથનું ગૌરવ સહચારીના અંતરમા ઠસાવતા અને ધન્ના-શાલિભદ્ર જેવા સુકુમાર પુરૂષોએ કેવા કેવા કષ્ટ સહ્યા છે તે કહી સર્વ સાધુ પરિવારને અપૂર્વ પ્રેરણા આપતા.

એક વાર એક સાધુ આવા જ અવસરે એક ગરાશીયાના ઘરમા ગોચરી માટે ધર્મલાભ ઉચ્ચારી દાખલ થયા. પોતાના ઘરમા એક સાધુને દાખલ થયેલા જોઇ ગરાશીયો એકદમ દોડી આવ્યો આવેશમા ને આવેશમા એણે મુનિજીને ધમકાવી બ્હાર કાઢયા.

ગુરૂદેવને એ વાતની જાણ થઇ પેલો ગરાશીયો પણ ત્યાં આવી ચડયો. ગુરૂદેવે એને એવી સરસ મધુર શૈલીમા ઉપદેશ આપ્યો કે એનો બધો આવેશ બરફની જેમ ઓગળી ગયો. તે દિવસથી એ ગુરૂ મહારાજનો અનન્ય ભક્ત બની રહ્યો.

શાતિ, સંયમ, માધુર્યથી જ ક્રોધ, ઉચ્છૃંખલતા કે કટુતાને જીતી શકાય છે એ સૂત્ર ઘણીવાર ગુરૂદેવ આ રીતે પોતાના આચારથી સિદ્ધ કરી આપતા

# નિર્જન માર્ગે એક ભીલનો મેળાપ

એક વાર પંજાબની સરહદમાથી નીકળી મારવાડની રેતાળ-વેરાન ભૂમિમાં થઈને સ્વ. આત્મારામજી મહારાજ ગુજરાત તરફ આવતા હતા. થોડા સાધુ સિવાય એમના વિહારમા બીજું કોઈ સાથે ન હતું. માર્ગ બતાવનાર ભોમીયો કે રસ્તાપૂરતો ચોકીદાર પણ ન હતો.

જતા જતા એક મોટું રેતીનું રણ આવ્યું. આસપાસ ક્યાંય વસતી ન મળે. જનશૂન્ય માર્ગે થઈને મુનિસંઘ એકલો આગળ ચાલે છે સાંઝ પહેલાં કોઈ વસ્તીવાળા સ્થાને પહોંચી જવાની ભાવનાથી ઉતાવળા પગલા ભરે છે

એટલામા સામેથી એક ભીલ જેવો માણુસ આવતો દેખાયો. શરીરે શ્યામ અને પહેરવેશ ઉપરથી આ વેરાન પ્રદેશનો જ વતની હોય એમ લાગ્યું.

"ખબરદાર ! એક ડગલુ પણ જો આગળ ભર્યું છે તો !" ભીલે પોતાની ગામઠી મારવાડી ભાષામા પડકાર કર્યો શીકારી પશુ પોતાનો શિકાર જોઇ ત્રાડ પાડે તેવો જ ભાવ એ શબ્દોમા હતો.

"પણ અમે તો સાધુ સન્યાસી છીએ અમારી પાસેથી તને શું મળવાનું હતું ?" આત્મારામજી મહારાજે ભીલની ભૂલ ભાગવા કહ્યુ

" તમે ગમે તે હો, ઈષ્ટદેવને યાદ કરી લ્યો ' ભીલે પોતાના કામઠામા તીર ચડાવવાની પેરવી કરી.

આત્મારામજી મહારાજે જોઇ લીધુ કે આ જડ જેવા માણુસને ઉપદેશ કરવામા કઈ માલ નથી સાધુતા શુ ? અપરિગ્રહ શુ ? એ બધુ આ જંગલી માણુસ સમજવાનો નથી તેમ તેની સાથે વિવાદ કરવામા પણ સમયની બરબાદી કરવા સિવાય બીજો કોઇ અર્થ સરે એમ ન હતુ.

"જો ભાઈ, તું આ જંગલનો રાજા છે અમે મુસાફરો તો તારા અતિથિ કહેવાઇએ. કોઈ રાજા પોતાની પ્રજાને લુંટે ખરો ? રાજા તો ઉલટો રક્ષણ કરે. તું અમને તીરથી વીંધશે તો અમે તો કઈ નહી બોલીએ, પણ રાજા થઈને તુ અમારી ઉપર જુલમ કરશે તો લોકો તો તારી નિંદા જ કરશે ' ભીલને પોતાના અધિકારની વાત સાભળી આનંદ થયો ખરેખર જ પોતે રણુનો રાજા હોય એમ એને લાગ્યુ

થોડી વારે જ્યારે એ શાંત થયો. તીર પાછુ ભાથામા નાખ્યુ ત્યારે આત્મારામજી મહારાજે પોતાની સ્થિતિ સમજાવી ભીલ એ વાત સાભળી ગળગળા જેવો થઈ ગયો ઉતાવળ કરી હોત તો પોતે કેવા અઘોર પાપનો ભાગીદાર બનત એ કલ્પનાથી ભય પામ્યો પછી તો એક વખતનો ઘાતકી ભીલ, એક પરમ અનુરાગીની જેમ આત્મારામજી મહારાજની પાછળ પાછળ ચાલ્યો અને જ્યા સુધી બીજું વસ્તીસ્થાન ન આવ્યુ ત્યા સુધી એમની સાથે રહી એક ભોમીયા તરિકે–એક ચોકીદાર તરિકે સાધુસંઘની સેવા બજાવી.

# મહારાજજી મહત્તાને પાછળ ધકેલે છે!

સંકુચિત ક્ષેત્રમા વિચરતા, કેવળ શ્રદ્ધાળુઓના જ સહવાસ સેવતા અને નિરંતર પોતાની મહત્તાના ગીત સાભળતા ત્યાગીઓ પણ ક્રમે ક્રમે પોતાને મહાન્ અથવા સર્વશ્રેષ્ઠ માનતા થઇ જાય છે ત્યાગ કે પાંડિત્યનો પોતાને–એકલાને જ ઇજારો મળી ગયો હોય અને બાકીના બધા સામાન્ય કોટીના માણસો હોય એ પ્રકારનો એમને ભ્રમ થઇ આવે છે

અચળગચ્છના મુનિ શ્રી હેમસાગરજી, એ દિવસોમા, વળામા હતા અને એમને પણ કઈક ઉપર કહ્યો તેવો જ ભ્રમ થઇ આવ્યો હતો તેઓ પોતાને 'જગમ જુગપ્રધાન' માનતા–મનાવતા બીજી રીતે તો તેઓ બહુ સરળ અને વ્રતધારી હતા, પણ કોણ જાણે કેમ એમના મનમાં પોતે કલ્પેલી મહત્તાનું ભૂત ભરાયું હતું

"હું જંગમ જુગપ્રધાન છું મારી આજ્ઞાથી જ આત્મારામજી પંજાબમાં વિચરે છે, શ્રી વૃદ્ધિચંદ્રજીને પણ મે જ કાઠિયાવાડની આજ્ઞા આપી છે શ્રી મૂલચંદજી પણ મારી જ આજ્ઞા પાળે છે" આવુ આવું તો એ ઘણીવાર બોલી નાખતા

વળામા મહારાજ શ્રી આત્મારામજી મહારાજના સ્વાગતની તૈયારીઓ થવા લાગી. સ્થાનિક શ્રી સંઘે ખૂબ ધામધૂમથી એમનુ સામૈયુ કરવાનો નિરધાર કર્યો

'જગમ જુગપ્રધાન' પણ એ સામૈયામા સામેલ થયા. એમણે બીજા સાધુઓને સંબોધી કહ્યું· "મને તમારી સૌની મોખરે ચાલવા દો, કારણ કે હુ 'જગમ જુગપ્રધાન' છું. તમારે મારો વિનય પાળવો જોઇએ."

આ વાતની સ્વ. આત્મારામજી મહારાજને ખબર પડી. એમણે તો કુતુહળપૂર્વક એ હકીકત સાભળી લીધી એ પોતે એટલા તો મહાન્ હતા કે એમને પોતાની મહત્તા સમજાતી જ નહા. સાચી મહત્તા કોઇ દિવસ પોતાનું મૂલ્ય નથી માગતી.

" ભલે, ' જંગમ જુગપ્રધાન ' આપણી સૌની આગળ ચાલે. " શ્રી આત્મારામજી મહારાજે નિર્ણય આપ્યો.

" આગળ ચાલવા માત્રથી જ જો કોઇને સંતોષ થતો હોય તો શા સારૂ આપણે એને એટલો સંતોષ ન આપવો ? આગળ ચાલવા માત્રથી એ આપણું કઈ થોડું જ લઈ જાય છે ? કોઈના જીવને શાતા પહોચતી હોય અને એમા આપણને કશું ગુમાવવાપણું ન હોય તો એ બાબતમા નકામો આગ્રહ શા માટે રાખવો ? "

આત્મારામજી મહારાજ, જેમની કીર્ત્તિ ખૂણે ખુણામા ફેલાઈ ચૂકી હતી, તેઓ નિરભિમાનપણે, ' જગમ જુગપ્રધાન 'ને મોખરે રાખી, એમની પાછળ પાછળ ચાલ્યા. પ્રતિષ્ઠા કે મહત્તાને માણુસ જેમ ઠોકરે મારે તેમ તેમ તો તે પાછળ ઘસડાતી આવે. અહીં પણ એમજ બન્યું આત્મારામજી મહારાજની સરળતા, નમ્રતા અને ઉદારતાની સૌ કોઇ પ્રશસા કરવા લાગ્યા

'જગમ જુગપ્રધાન' જેવુ અભિમાન ધરાવતા, તેવું જ અભિમાન ધરાવનાર સામા કોઇ પુરૂષ એમને મળ્યા હોત નો કેટલો વિક્ષેપ અથવા સંક્ષોભ થવા પામત ? કેટકેટલા વિક્ષેપો અને ક્લેશો એ રીતે જન્મીને વૃદ્ધિ પામતા હશે ?

મહત્તાની જીવત મૂર્ત્તિ જેવા પુરૂષો. વખત આવ્યે પોતાની મહત્તાને પણ પોતાની પાછળ ધકેલી દે છે અને જેમ જેમ એ પાછી ધકેલાય છે તેમ તેમ તે પ્રત્યાઘાત પામી પાછી પાચ–પચીસ કદમ જેટલી આગળ જઇને ઉભી રહે છે સ્વ. આત્મારામજી મહારાજની મહત્તા અને કીર્ત્તિનું આ પણ એક ગૂઢ રહસ્ય છે

# જૈન મુનિ : મુક્તિમાર્ગનો સૈનિક

સ્વ આત્મારામજી મહારાજ પોતે કડકપણે નિયમનું આચાર-વ્યવહારનું. પાલન કરતા અને પોતાના શિષ્યો વિગેરેને પણ નિયમનું બરાબર પાલન કરવા આગ્રહ કરતા એક ન્હાનામા ન્હાની સંસ્થાથી લઈ મોટા સામ્રાજ્યો પણ કડક નિયમપાલન ઉપર જ નભે છે એક માત્ર નિયમના બળે જ, હજારો કોસ દૂર બેઠેલી અંગ્રેજી સલ્તનત કરોડો માનવી ઉપર શાસન ચલાવે છે નિયમભંગ, વિનયભંગ કે સહેજ શિથિલતા સમસ્ત તંત્રને જોખમમા લાવી મૂકે છે

જૈન મુનિ એટલે મુક્તિ માર્ગનો એક મૈનિક સૈનિક અને સૈન્યો સખ્ત નિયમપાલનથી જ અત્યાશ્ચર્યો કરી બતાવે છે સૈન્યમાથી તાલીમ, આજ્ઞાપાલન બાદ કરીએ તો બાકી એક મ્હોટું ટોળું જ રહી જાય અવ્યવસ્થિત ટોળાને, એક જ તાલીમબદ્ધ સૈનિક, હજારો ઘેટાને જેમ ભરવાડ લાકડી દેખાડી દોરી જાય તેમ, પોતાના કાબુમા લાવી શકે છે.

સ્વ. આત્મારામજી પોતે પંજાબના એક ક્ષત્રીય હતા નિયમપાલન એમના લોહીના અણુ સાથે મળી ગયું હતું એટલે જ તેઓ પોતે નિયમપાલનમા જેટલા જાગૃત રહેતા તેટલા જ પોતાના શિષ્ય-પરિવારને પણ સાવચેત રહેવા ઉપદેશ દેતા

વયોવૃદ્ધ-તપસ્વી પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજીએ, સ્વ આત્મારામજી મહારાજની કેટલીક પુણ્ય-સ્મૃતિઓ આલેખી છે તેમા એક સ્થાને આ નિયમપાલનનો પણ થોડો ઉલ્લેખ કર્યો છે. એ હસ્તલિખિત સ્મૃતિના પાનાઓમાથી અહીં થોડી પંક્તિઓ ઉતારૂં છું.

જૈન સાધુના વેશની મહત્તા સમજાવી, સ્વ આચાર્યશ્રી પ્રત્યેક સાધુને પ્રારંભમા વિનયનો બોધપાઠ આપતા, કહેતા કેઃ—

(૧) મ્હોટા, વડીલ મુનિરાજ હિતશિખામણરૂપે કંઇ કહે તો ન્હાના સાધુએ 'તહત્તિ' કહી એ વચન સ્વીકારવા. તોછડી વાણી ન બોલવી. સૌને માન્ય થાય એવી ભાષા બોલવી.

(૨) સ્થંડિલ કે માત્રાદિક માટે બ્હાર જવું પડે ત્યારે પણ પોતે શા માટે, કયાં જાય છે તે ગુરૂ મહારાજ કે વડીલ સાધુને કહેવુ· એમની આજ્ઞા મેળવવી

(૩) ગોચરી કરતા કે ગોચરીમા ફરતા ગુરૂની આજ્ઞા વિના ભોજન મુખમા ન નાખવુ આહારના ઉત્તમ પદાર્થ બીજાના ભાગમા જાય તો પણ આપણે આપણા અહો-ભાગ્ય માનવા.

(૪) જળપાન કરવુ હોય ત્યારે પણ શ્રી ગુરૂમહારાજ આદિને જળની વિનંતિ કરવી; પછી એમની આજ્ઞા લઇ જળપાન કરવુ પેટભરા ન થવુ એક શ્વાસોચ્છવાસને બાદ કરી બાકી બધી વાતમા ગુરૂ–આજ્ઞા લેવી

(૫) ગુરૂ મહારાજ કે બીજા મોટા સાધુ બોલતા હોય, વાર્ત્તાલાપ કરતા હોય ત્યારે વચ્ચે ન બોલવુ

(૬) ગુરૂની સાથે ચાલતા સઘટ્ટો ન થાય તેમ ગુરૂની પછવાડે જ ચાલવુ ગુરૂના આસનને પોતાના વસ્ત્રનો પણ છેડો ન અડે એવી રીતે વર્તવુ

(૭) મહારાજ ઉપાશ્રયમા પધારે ત્યારે સર્વ સાધુઓએ ઉભા થઇ સ્વાગત કરવું. એમની સામે થોડા પગલા ચાલી "પધારો સાહેબ" એમ કહેવુ

વિનયધર્મનુ જ આ બધું સ્પષ્ટીકરણ છે સ્વ આત્મારામજી મહારાજ વિનયને સર્વોપરિ માનતા આ વિનયના પરિપાલનને લીધે જ તેઓ શિષ્ય પરિવારને મુક્તિના સૈનિકોનુ એક સૈન્ય બનાવી શકયા હતા. મુનિ મહત્તાના ઝાંખા પડતા દીપકમા એ રીતે આત્મારામજી મહારાજે નવો પ્રકાશ પૂર્યો હતો

# સમશેરધારીનો સામનો

સ્થા. સાધુના વેશમા, એકવાર શ્રી આત્મારામજી મહારાજ પોતાના ગુરૂ સાથે માળવાના મુલકમા વિચરતા હતા.

માર્ગ વિકટ અને નિર્જન હતો સતાઇ રહેલા ભીલો અચાનક આક્રમણ કરી વટેમાગુઓનાં ધન-માલ લૂટી લેતા સાધુ કે ગૃહસ્થના ભેદ પારખવાની પણ આ ભીલોમા ભાગ્યે જ બુદ્ધિ હોય છે માણસ નીકળે એટલે હરકોઇ પ્રકારે રંજાડવા અને લૂટવા એ એમની મુખ્ય નેમ હોય છે.

મહારાજ શ્રી આત્મારામજી એ જ માર્ગે થઇને જતા હતા પાસેની ઝાડીમાથી એક મનુષ્ય-દેહધારી એકદમ બ્હાર આવ્યો મહારાજજીનો પંજાબી કદાવર દેહ જોઇને ઘડીભર તો એ થભી ગયો. એની હિમ્મત ન ચાલી. મુખેથી કઈ બોલવાને બદલે એણે એક અટકચાળુ આદર્યું.

ગધાતા હાડકાનો એક ટુકડો, એણે શ્રી આત્મારામજી મહારાજના ગુરૂ આગળ ફેંક્યો ગુરૂજીએ એ દિશા બદલી બીજો માર્ગ લીધો ભીલ તો આ સાધુઓને કોઇપણ રીતે ચીડવવા જ માગતો હતો સીધી રીતે ટંટો કરી શકે એમ ન હોવાથી તેણે આ આડો માર્ગ લીધો હતો

બીજીવાર પણ ભીલે એજ મલીન હાડકુ ગુરૂજીના માગમા આગળ ધર્યું બે-ત્રણ વાર ગુરૂજીએ અને સાથેના સમુદાયે માર્ગ બદલ્યા આખરે ગુરૂજીથી ન રહેવાયું. એમણે પોતાની શાંત વાણીમા ઉપદેશના બે શબ્દો કહેવા શરૂ કર્યા

પણ એ ભીલ ઉપદેશથી રીઝે એમ તો હતુ જ નહીં. એ તો શાંત ઉપદેશની સામે પોતાની સમશેર ખેંચીને ઉભો રહ્યો. સાધુ-સમાજ કિંકર્તવ્યમૂઢ બની આ દૃશ્ય જોઇ રહ્યો.

"મારો જુવાનીનો જોશ કાબુમાં ન રહ્યો" આત્મારામજી મહારાજે પોતે જ એ પ્રસંગનું વર્ણન કરતા એ શબ્દો એક વાર ઉચ્ચાર્યા હતા.

એમણે એક જ ત્રાપ મારી, પેલા ભીલનું કાંડુ પકડયું. હાથમાંની તલવાર લટકતી દોરીની જેમ ઢીલી પડી ગઈ.

"અજમાવી લે, જેટલું જોર હોય તેટલું." ભીલના કાંડાને ભીંસતા મહારાજજીએ કહ્યું.

શેરને માથે સવાશેર હોય છે એ કહેવત ભીલને એ વખતે સાચી પડતી લાગી. એણે કાલાવાલા તો ઘણા કર્યા પણ આત્મારામજી મહારાજે એને છોડવાની ચાહ ના પાડી.

ભીલને, એની એજ અવસ્થામાં ગામભેગો કર્યો. ગામના આગેવાનો પણ એકઠા થઈ ગયા પછી તો મહારાજજીએ પોતે એને શીખામણના બે બોલ સંભળાવી, સૌના દેખતા છૂટો મૂકી દીધો.

આવો સમર્થ પુરૂષ કંઇપણ સજા કર્યા વિના પોતાને જવા દે છે એ જાણી ભીલનું કઠોર ચિત્ત પણ ભીંજાયું એ બે હાથ જોડી મહારાજના ચરણમા નમી પડયો, અને જાણે કે પોતાની મૌન ભાષામા ઉપકાર માનતો જતો હોય તેમ ત્યાથી ચાલી નીકળ્યો.

# શ્રી શાંતિસાગર સાથે સંવાદ

શ્રી આત્મારામજી મહારાજ પંજાબ છોડી, ગુજરાતમા પહેલવહેલા આવ્યા તે વખતનો આ બનાવ છે. આત્મારામજી ગુરૂની શોધમા હતા. શ્રી બુટ્ટેરાયજી મહારાજ ઘણા ભદ્રિક, પવિત્ર અને સરળ પ્રકૃતિના સાધુ પુરૂષ હતા. એમનેજ ગુરૂ સ્થાપવાની શ્રી આત્મારામજીના મનમા સ્વાભાવિક પ્રેરણા થઈ.

પરંતુ એ જ વખતે કોઇએ આત્મારામજી મહારાજને કહ્યુ "બુટ્ટેરાયજી મહારાજ બીજી બધી રીતે સુયોગ્ય પુરૂષ છે, પણ હમણા હમણામા તેઓ શ્રી શાન્તિસાગર સાથે વધુ પરિચય ધરાવતા થયા છે. અને શાતિસાગરજી તો સિધ્ધાંત કરી બેઠા છે કે આ કાળે ક્યાઇ પણ સાચી સાધુતા નથી શ્રી બુટ્ટેરાયજી મહારાજ ઉપર પણ એ સિધ્ધાતની છાયા પડી છે. હવે જે પુરૂષ પોતે જ પોતાને સાધુ ન માનતા હોય તેમને તમે ગુરૂ તરીકે કઇ રીતે સ્વીકારશો?"

શ્રી આત્મારામજીનો અતરાત્મા એ વાત સાભળી સતાપ અનુભવી રહ્યો. એમણે પોતે શ્રી બુટ્ટેરાયજી મહારાજ પાસે જઇ ખુલાસો માગ્યો.

શ્રી બુટ્ટેરાયજી પોતાની નિર્દોષ–નિર્દંભ વાણીમાં કહેવા લાગ્યા "ભાઇ આત્મારામ! હું તારા જેવો પંડિત નથી મે તારી જેમ શાસ્ત્રો નથી જોયા અને મારામા એવી કોઇ શક્તિ હોય એમ પણ નથી માનતો શાતિસાગર સાથે ચર્ચા કે વિવાદ કરી શકું એવી વિદ્વત્તા મારામા નથી તુ પોતે પંડિત છે, સિધ્ધાતશૈલીનો જાણકાર છે, તુ પોતે શ્રી શાતિસાગર સાથે ચર્ચા કર એ ચર્ચા હું સાભળીશ અને પછી મારો પોતાનો નિશ્ચય જાહેર કરીશ"

શ્રી આત્મારામજીએ એ દરખાસ્ત મંજુર રાખી. શ્રી શાંતિસાગરજી, જે એ સમયે અદ્વિતીય વાદકુશળ અને વિદ્વાન્ મનાતા તેમની સાથે શ્રી આત્મારામજીએ નિખાલસ દિલે ચર્ચા કરવી એમ ઠર્યું. શ્રી બુટ્ટેરાયજી અને અન્ય જીજ્ઞાસુઓ ચર્ચા સાંભળી પોતપોતાને માટે યોગ્ય નિર્ણય કરવાને સ્વતંત્ર હતા.

મુકરર કરેલા દિવસે બન્ને સમર્થ પંડિતો એક સ્થળે એટલે કે શેઠ દલપતભાઇ ભગુભાઈના વંડામા–અમદાવાદમાં–એકત્ર થયા.

" આજે કોઇ સાધુ જ નથી એમ આપ શા આધારે કહો છો ? " શ્રી આત્મારામજીએ શ્રી શાંતિસાગરને સીધો પ્રશ્ન પૂછ્યો.

" સ્થાનાંગાદિ સૂત્રનો આધાર છે. " જવાબ મળ્યો.

" આપે બીજા કયા કયા સૂત્રોનો અભ્યાસ કર્યો છે ? " શ્રી આત્મારામજી જાણે ઉલટ તપાસ કરતા હોય તેમ બોલ્યા.

" સૂત્રો તો બહુ થોડા વાચ્યા છે "

" અચ્છા, હવે કયા પંડિત–ગુરૂ પાસે ભણ્યા છો તે કહો. "

છેલ્લા પ્રશ્નના જવાબમા શાંતિસાગરને કબૂલ કરવું પડ્યું કે પોતે કોઇ ગુરૂ પાસે રીતસરનુ અધ્યયન ન્હોતુ કર્યું માત્ર પંડિત પાસે બેસી કેટલાક શાસ્ત્રોના અર્થ અવધાર્યા હતા

" કયા પંડિત પાસે ભણ્યા ? " એ પ્રશ્નના જવાબમા શાંતિસાગરે શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથનું નામ આપ્યુ.

એ શાસ્ત્રીજીનુ જૈન શાસ્ત્ર વિષયક જ્ઞાન કેટલુ પરિમિત હતું અને શાસ્ત્રીજીએ પોતે જ્યારે મહારાજ શ્રી આત્મારામજી પાસે અનુયોગદ્વારાદિ ગ્રંથોના અભ્યાસ માટે માગણી કરી ત્યારે મહારાજજીએ પોતે શા માટે ના પાડી અર્થાત્ શા સારૂ એ માગણી ન સ્વીકારી, એ આખો ઇતિહાસ કહી સંભળાવ્યો

શાસ્ત્રમા લખેલા શબ્દોના અર્થ ગમે તે શાસ્ત્રી પાસે સાંભળ્યા એટલે શાસ્ત્રનું રહસ્ય સમજાઇ ગયુ એમ માનવુ એ કેવળ ભ્રમણા છે એવી ભ્રમણાથી ઘણાકો આડા માર્ગે દોરાઇ જાય છે આવી મતલબના કેટલાક અસરકારક વાક્ય મહારાજશ્રીએ ઉચ્ચાર્યાં.

જૈન શાસ્ત્રો તો ઘણી વિશેષતાઓ ધરાવે છે ગુરૂગમ વિના એના યથાર્થ આશય ઉકેલવા એ સહેલી વાત નથી.

" વિનયપૂર્વક ગુરૂજનોકી પાસ રહ કર પઢતે તો યહ પરિણામ નહી આતા–શ્રદ્ધા બિગડતી નહીં. સ્થાનાંગ સૂત્રાદિકકા તત્ત્વજ્ઞાન કેવળ અક્ષરાર્થોંમેં નહી હોતા હૈ. ગુરૂ મહારાજ જબ ઉત્સર્ગ ઔર અપવાદ સમઝાવે', સપ્તભંગી ઔર નય–નિક્ષેપાદિ, વિધિ-સૂત્ર, ઉપદેશસૂત્ર, ભયાનક સૂત્ર, વિવરણ સૂત્ર વગેરેહ સમઝાવે' તબ ગીતાર્થ હોતા હૈ. પગારદાર શાસ્ત્રીજીકી પાસ પઢનેસે કોઈ ગીતાર્થ નહી બન સકતા. " શ્રી આત્મારામજી મહારાજે શાંતિસાગરને અનુલક્ષી વાગ્ધારા વહેવડાવી.

શાંતિસાગર મૌન રહ્યા. શ્રી આત્મારામજીએ એવી શાંત-નિર્દોષ શૈલીમાં આ હકીકત સમજાવી કે શ્રોતાઓ પણ આ ચર્ચા સાંભળી મુગ્ધ બન્યા શ્રી બુટ્ટેરાયજી મહારાજના વિષયમાં તો કંઇ કહેવાપણું જ ન હતું. શ્રી આત્મારામજીનું શાસ્ત્રીયજ્ઞાન કેટલું અગાધ છે અને ભગવાનના શાસન સંબંધે કેવી ઉંડી ધગશ ધરાવે છે તે જોઇ એમને પણ બહુજ પ્રસન્નતા ઉપજી.

એ દિવસ પછી શાંતિસાગર નરમ પડ્યા એમના ઘણા ભક્તો શ્રી આત્મારામજી મહારાજના ઉપદેશ તરફ વળ્યા શાંતિસાગરને લીધે અમદાવાદનો જૈન સંઘ, જે વિભક્ત બનવાની તૈયારીમાં જ હતો તેને મહારાજ શ્રી આત્મારામજીએ પોતાની કુશળતાથી બચાવી લીધો.

❦ ❦ ❦ ❦ ❦ ❦

## યુક્તિ-પ્રમાણની ટંકશાળ

શ્રી આત્મારામજી મહારાજનું શાસ્ત્રીય જ્ઞાન ખરેખર ઘણું અગાધ હતું તેઓ જ્યારે કોઈ ચર્ચા કે શાસ્ત્રાર્થનો સવાલ હાથ ધરે છે-એની બધી બાજુઓ છણે છે ત્યારે જાણે કે ટંકશાળમાંથી સુવર્ણમુદ્રાઓ એક પછી એક ઝરતી હોય એમ લાગે છે. પૂર્વાચાર્યોના વચનોની અથવા તો આધારોની જાણે વૃષ્ટિ થતી હોયની ?

ચતુર્થ સ્તુતિ નિર્ણય-આ ગ્રંથ જો કે સાંપ્રદાયિક અને ચર્ચાત્મક છે પણ એમાં ઓછામાં ઓછા ૬૦ થી ૭૦ જેટલા પ્રામાણિક ગ્રંથોના આધારો આપવામાં આવ્યા છે. પ્રતિવાદીની આસપાસ જાણે કે પ્રમાણરૂપી બાણના ઘર ઉપર ઘર ખડકાય છે સામો પક્ષ પ્રકારાંતરે પોતાનો પરાભવ કબૂલે છે આખો ગ્રંથ જોવાનો અવકાશ ન હોય તેઓ જો પ્રારંભના બે-પાંચ પાના વાંચશે તો પણ એમને ખાત્રી થશે કે શ્રી આત્મારામજી મહારાજ એટલે બહુશ્રુતપણાની અથવા યુક્તિ અને પ્રમાણની એક ટંકશાળ

# દીક્ષાના પ્રસંગો

હમણા હમણામા જૈન સાધુનો શિષ્યમોહ પ્રગ ગવાયો છે શ્રી આત્મારામજી મહારાજને એ મોહ સ્પર્શી શકયો ન્હોતો એટલુ જ નહીં પણ એવા નિમિત્તે સમાજમા નજીવો સંક્ષોભ થાય તે જોવા તેઓ તૈયાર ન્હોતા

એક વાર પાર્શ્વચંદ્ર ગચ્છના એક સાધુએ મહારાજશ્રી પાસે યાચના કરી

" આપ મને દીક્ષા આપી–સૂત્રાનુસાર ક્રિયા કરવાની તક આપો "

શ્રી આત્મારામજી મહારાજે એ વિષયમા મં પડેલા. ગુરૂની સમ્મતિ મેળવવા ભલામણ કરી સાધુએ પોતાના ગુરૂને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો ગુરૂજીએ એ સાધુને બીજા ગચ્છની દીક્ષા લેવાની સમ્મતિ ન આપી

સાધુજીએ શ્રી આત્મારામજીને પોતાની સ્થિતિ સમજાવી આત્મારામજી મહારાજે ગુરૂની સમ્મતિ વિના દીક્ષા ન આપવાનો આગ્રહ કાયમ રાખ્યો સાધુજીએ બહુ વિનવણી કરી ત્યારે શ્રી આત્મારામજી મહારાજે "આત્મકલ્યાણની કામનાવાળાને ગચ્છના વાડા કે વસ્ત્ર અંતરાય કરી શકતા નથી" એ સિદ્ધાંત સમજાવ્યો.

તેઓ જાણતા હતા કે જો આ રીતે એક ગચ્છના સાધુઓ બીજા ગચ્છમા જાળે તો જૈન સંઘમા અવ્યવસ્થા અને કુનપ વધુ જોર પકડે તેઓ હમેશા શાતિ અને કલ્યાણના જ પક્ષપાતી હતા શિષ્યોની સંખ્યા વધારવાથી જ શાસનની પ્રભાવના થાય એમ તેઓ ન્હોતા માનતા.

" જેને આત્મહિત સાધવુ છે સંયમ પાળવો છે તેને ગચ્છ કે વાડા કઈ રીતે રોકી શકે એમ છે ? શાતિથી શાસ્ત્રોનો અભ્યાસ કરો. ઉપાધિઓને અળગી કરો તો કોઈ એક દિવસે જરૂર કલ્યાણનો માર્ગ મળી જાય " મહારાજજીએ પાર્શ્વચંદ્ર ગચ્છના સાધુને, એવી મતલબનો ઉપદેશ આપી શાંત કર્યો.

એ સાધુજી, મહારાજશ્રી પાસે આચારાંગસૂત્રનો અભ્યાસ કરતા હતા. મહારાજજીના એ પ્રેમ અને શાંતિથી ઉભરાતા ઉપદેશે સાધુજીના મન ઉપર અદ્દભુત અસર કરી.

× × × ×

એવા જ એક બીજા પ્રસંગ ઉપર પ્રકાશ નાખતો એક હસ્તલિખિત પત્ર પ્રાપ્ત થયો છે. આ પત્ર મહારાજશ્રીએ, અમદાવાદના શેઠ શ્રી દલપતભાઈ ભગુભાઈ ઉપર ( સંવત ૧૯૩૯—બીજા શ્રાવણ શુ. ૯ ) લખ્યો હતો. એ વખતે શેઠશ્રીના મંત્રી તરીકે પાટણવાસી ભોજક ગોદડભાઈ માનચંદ હતા. આ પત્ર શેઠશ્રીએ વાંચી પોતાના મંત્રીને આપેલો. ભોજક ગોદડભાઈનો સ્વર્ગવાસ થયો. એ પછી એમના ઘરમાંથી, પુસ્તકોની વચ્ચેથી અકસ્માત્ આ પત્ર મળી આવ્યો.

પત્રનો સારાંશ સ્પષ્ટ છે. ધાગધ્રાવાળા બે ભાઈઓને દીક્ષા અપાઈ ચૂકી છે. પાછળથી શેઠ દલપતભાઈનો પત્ર મળે છે, જેમાં એ ભાઈઓને દીક્ષા ન આપવી એવી સૂચના લખેલી છે. હવે શું કરવું ?

શ્રી આત્મારામજી મહારાજે જો ઈચ્છયું હોત તો પોતાનો બચાવ સરસ રીતે કરી શકત. " અમને દીક્ષા આપવાનો અધિકાર છે–જે કોઈ આવે એને મુંડી નાખવો એ અમારી સત્તાની વાત છે " એમ પણ કહી શકત. પરંતુ શ્રી આત્મારામજી મહારાજ જેવા શાંતિ–સંપના આરાધકના મુખમાંથી એવી વાણી કેમ સંભવે ?

મહારાજ સંકોચ અને સંતાપ અનુભવે છે. શરમના માર્યા તેઓ શેઠજીને કંઈ જવાબ લખી શકતા નથી. " તમારો પત્ર પહોંચ્યો તે પહેલાં દીક્ષા અપાઈ ચૂકી હતી એટલે હવે એની ચર્ચા કરવી નકામી છે " એમ કહીને તેઓ મૂળ વાતને ઉડાવી દેવા પણ નથી માગતા. " વળી, મારી પાસે નહીં તો પોતાની મેળે પણ એ ભાઈઓ વેષ તો પહેરવાના જ હતા " એ મૂળ મુદ્દાની વાત પણ તેઓ જતી કરે છે. પત્ર ઉપરથી ખુલ્લું દેખાઈ આવે છે કે એમના અંતરમાં સંતાપ જાગે છે–લજ્જાને લીધે તેઓ શેઠને જવાબ આપી શકતા નથી. સતગુરૂજીના સ્વર્ગવાસના સમાચાર લખતાં પણ એમને એ જ સંતાપ આડે આવે છે.

સરળતા અને નમ્રતાના એક નમુનારૂપ આ પત્ર છે એમ કહીએ તો પણ ચાલે. " પોતે નાલાયક છે, પોતે તુચ્છ બુદ્ધિવાળા છે " એમ કહેતી વેળા તેઓ પોતાના પાંડિત્ય અને પ્રતિષ્ઠાને પણ તુચ્છ ગણે છે. ખરેખર, મહાન પુરૂષ કેટલો નમ્ર, સરળ બની શકે છે ?

એ પત્રનો ઉપયોગી ભાગ નીચે આપ્યો છે.

"સ્વસ્તિ શ્રી અહમદાવાદ મધ્યે શ્રાવક પુણ્યપ્રભાવક દેવગુરૂભક્તિકારક શેઠ દલપતભાઇ ભગુભાઇ સપરિવાર યોગ્ય–

લિખી સહર અંબાલાસેં સાધુ આત્મારામજીકી તરફસે ધર્મલાભ વાચના અપરંચ અત્ર દેવગુરૂપસાએ સુખસાતા છે, આપકે સદા આનંદ રહે આગે મૈંને ઇતને દિન જો આપકો કાગલ નહી લીખા તિસકા કારણ એ છે કિ દો માણુસ ધાગધ્રાના મેરે પાસ લુધીયાને રાત્રિકે બે વાગે આવ્યા હતા. અને સવેરે કહને લગે હમને સંયમ લેના હૈ, જો કર તુમ દેવોગે તો ઠીક હૈ નહી તર હમ પોતે વેસ પહેરી લેસૂ, કયોકિ હમારા આજકા મુહૂર્ત હૈ તિસ કાળમે મેરેકો તો તાપ આતા થા તબ તિનકો સાધુયોને વેષ દે દીયા પીછે તહાથી મૈં જિરે ગામમે ગયા. તાહા આપનો કાગલ અંબાલે થાઇને આવ્યો કે ધાગધ્રાવાલા તુમારી પાસ આયા હોવે તો તુમને દીક્ષા ન દેણી, તબ તો મુઝકો બહુત લજ્યા આઇ મેરે મનમેં લજ્જા આવી કે શેઠજી લખે છે તુમને દીક્ષા ન દેવી અને ઇનકો તો વેષ દે દીયા. અબ મૈં સેઠજીકું કયા જુબાબ લિખું ? ઇસ લજ્જા કરકે આપકો ચિઠી નહી લીખી. મેરે સતગુરૂજી મહારાજ સ્વર્ગવાસી હો ગયે તેની મૈંને આપકો. લજ્જા કરકે કોઇ ચિઠી નહી લીખી, ઇસ બાતમેં આપ સચ્ચે હૈ, પરંતુ મેરી નિલાયકીકી તર્ફ આપકો ખ્યાલ ન કરના ચાહીયે, કયુંકિ મેરી તુચ્છ બુદ્ધિ હે" . . . વિગેરે.

પાંડિત્ય અને પ્રતાપથી જેનુ અંતઃકરણ ગુણસમૃદ્ધ છે તે કેટલી ઋજુતા અને વિનય દાખવી શકે છે ? સામાન્ય વાચકના દીલ ઉપર પણ આ પત્ર કેવી નિર્મલ છાપ મૂકી જાય છે ?

# અપકારીનો ઉપકાર

પાલીતાણામા તપગચ્છનો એક યતિ, શ્રી આત્મારામજી મહારાજને આખો દિવસ ગાળ ભાડવાનો જ ધધો લઇ બેઠો હતો એ યતિની શારીરિક દશા પણ દયાજનક હતી. વાતરોગને લીધે સીધો ચાલી શકતો નહી–આખે પૂરૂ દેખી શકતો નહીં. સ્વભાવના દોષે એ લવરી કર્યા કરતો માર્ગમા ઘસડાતો ચાલતો અને આત્મારામજી મહારાજને ગાળો દેતો.

એને એમ જ થઇ ગયુ હતુ કે આ આત્મારામજીના આગમન પછી, એણે પોતે જ અમારાં આહાર–પાણી બધ કરાવ્યા છે આત્મારામજીને લીધે જ અમને આહાર–સામગ્રી મળી શકતી નથી

એક દિવસે આત્મારામજી મહારાજ પોતાના શિષ્ય–પરિવાર સાથે શ્રી સિદ્ધાચળની યાત્રા કરીને પાછા ફરતા હતા. માર્ગમા તેમણે પેલા યતિને જોયો પાસે જઇને એની પીઠ પર હાથ ફેરવ્યો

"યતિજી, તમને આમ કોણે ભરમાવ્યા ?" પુરેપૂરા પ્રેમથી શ્રી આત્મારામજી મહારાજે યતિજીને રીઝવ્યા

"ગાળો આપવી એ ઘણુ નિદ્ય કાર્ય છે, યતિને એ ન શોભે આહારની તગી પડતી હોય તો મને કહો હુ ખુશીથી તમારા માટે પ્રબધ કરી આપીશ આપણા શ્રાવકો ક્યા ઓછા છે ? પણ તમે આ લવરી કરવાનુ બધ કરો " એટલુ સાભળતા જ યતિજી, મહારાજશ્રી આત્મારામજીના ચરણમા ઢળી પડ્યા પોતાના અપરાધની અશ્રુભીની આખે ક્ષમા માગી.

ધર્મશાળામા આવી, મહારાજશ્રીએ શ્રાવકોને આ યતિની સભાળ લેવા ભલામણ કરી એક સમયનો વૈરી, મહારાજજીના પ્રેમપ્રભાવે એમનો અનુરાગી બન્યો. દુશ્મનને પણ પ્રેમથી જીતવાની કળા આત્મારામજી મહારાજને બરાબર અવગત હતી.

# વચનની ખાતર

શ્રી આત્મારામજી મહારાજ ભાવનગરમા ચોમાસું રહ્યા હતા, એ વખતનો આ એક પ્રસંગ છે.

ચોમાસુ પૂરૂં થતું હતું તે વખતે ઘોઘાના કેટલાક ગૃહસ્થો, શ્રી આત્મારામજી મહારાજને ઘોઘામા પધારવા વિનતિ કરવા આવ્યા મહારાજશ્રીએ તો પોતાની અશક્તિ બતાવી, એટલે એ ગૃહસ્થો શ્રી હર્ષવિજયજી પાસે ગયા.

હર્ષવિજયજીએ જવાબ આપ્યો "મહારાજ સાહેબની આજ્ઞા હોય તો અવાય. એમની આજ્ઞા મળવી જોઇએ."

ગૃહસ્થો તરત જ શ્રી આત્મારામજી મહારાજ પાસે ગયા તેમણે કહ્યું કે આપ આજ્ઞા આપો તો શ્રી હર્ષવિજયજી ઘોઘા પધારવા ખુશી છે

મહારાજશ્રીએ ખુશીથી એ વિનતિ માન્ય કરી હર્ષવિજયજીને ઘોઘા જવાની આજ્ઞા મળી

હર્ષવિજયજી મુઝાયા એમણે માનેલુ કે ગુરુજી કઈ આજ્ઞા થોડા જ આપવાના છે? ઘોઘાના ગૃહસ્થોને સતોષવા માટે જ એમણે એ આશ્વાસનના શબ્દો ઉચ્ચાર્યા હતા

હર્ષવિજયજી, મહારાજશ્રી આત્મારામજી પાસે આવી કહેવા લાગ્યા "આપની ચરણુ સેવા મૂકી દૂર જવાની ઇચ્છા નથી"

"જો એમ જ હતુ તો બોલતા પહેલા એ બધો વિચાર કેમ ન કર્યો? તમે શું બોલો છો તે તમારે પોતે પહેલા સમજી લેવુ જોઇએ હવે બોલી જવાયુ છે તો તે પાળ્યેજ છૂટકો છે. તમે ઘોઘાના ગૃહસ્થોને જે વચન આપ્યુ છે તે પળાવું જ જોઇએ. બીજી વાર આવા વચન કાઢતા પહેલા વિચાર કરજો તમારા શબ્દોની તમે પોતે જો કઈ કિંમત ન આકો તો બીજાની પાસે તો એની ફુટી બદામ જેટલી પણુ કિમત ન અંકાય."

શ્રી હર્ષવિજયજીને એક વચનની ખાતર ભાવનગર છોડીને ઘોઘા જવું પડ્યું. શ્રી આત્મારામજી મહારાજ પોતાના શિષ્ય-સમુહને શાસ્ત્રીય જ્ઞાન ઉપરાત કેવી વહેવારિક તાલીમ આપતા તેનો આ નમુનો છે.

# જૈન સાધુની સ્વતંત્રતા

સુરતમાં ચોમાસુ કરી મહારાજ શ્રી આત્મારામજી વડોદરા પધાર્યા. અહીં થોડા દિવસ રોકાયા પછી એક દિવસે એમણે વ્યાખ્યાનસભામા જ જાહેર કર્યું કે "આવતી કાલે છાણી તરફ અમારો વિહાર થશે."

બન્યું એવું કે બીજે જ દિવસે કલકત્તાથી જૈન સંઘના એક અગ્રગણ્ય આગેવાન બાબુ શ્રી બદ્રીદાસજી વડોદરા આવી ચડયા. એમણે મહારાજશ્રીની વિદ્વત્તા સંબંધી ઘણી ઘણી વાતો સાંભળી હતી એ પોતે પણ બહુ જ ભદ્રિક અને શ્રદ્ધાળુ હતા મહારાજ શ્રી આત્મારામજીની વ્યાખ્યાન વાણી સાભળવાનો પોતાને પ્રસંગ મળશે એ ભાવનાથી જ તેઓ વડોદરા આવ્યા હતા.

વિહારનો દિવસ ઉગ્યો બાબુ બદ્રીદાસજીએ મહારાજને વિનતિ કરી "ઘણા વખતથી આપનું વ્યાખ્યાનરૂપી અમૃતપાન કરવાની અભિલાષા રાખી રહ્યો છુ આજનો દિવસ રોકાઇ જાઓ અને કૃપા કરીને વ્યાખ્યાન સભળાવો"

મહારાજશ્રી હમેશા પોતાના નિશ્ચયમાં અડગ રહેતા મોટા ચમરબંધી પણ એમને નિશ્ચયથી ડગાવી શકતા નહીં. મહારાજશ્રીએ કહ્યુ "વિહારનો નિશ્ચય થઇ ચૂકયો છે. હવે એ ફરી શકે એમ નથી"

બાબુજી બહુ દિલગીર થયા આખરે તેઓ પોતે છાણી ગયા છાણીમા એમણે મહારાજશ્રીનુ વ્યાખ્યાન સાભળ્યુ. ખૂબ પ્રસન્ન થયા અને કલકત્તે કોઇ વાર પધારવાનો આગ્રહ પણ કર્યો.

કોઇએ બદ્રીદાસ બાબુને પૂછયુ "મહારાજશ્રીએ તમારી વિનતિ અમાન્ય કરી તેથી તમને માઠુ ન લાગ્યું ?"

બાબુ બદ્રીદાસજીએ કહ્યું—"સામાન્ય ભકતજનને કદાચ માઠુ લાગે પણ મને તો મહારાજશ્રીની સ્વતંત્રતા અને નિશ્ચયાત્મકતા જોઈ બહુ જ આનદ થયો. આવા નિશ્ચયબળવાળા અને શ્રીમતોની પણ પરવા નહી રાખનાર મુનિના દર્શન ખરેખર વીરલ પ્રસગ છે. અમારી લાગવગથી કે અમારી ભક્તિથી જે મુનિઓ ચલિત થઇ જાય તે બીજું શું પરાક્રમ કરી શકે ? મને તો આત્મારામજી મહારાજનુ નિશ્ચયબળ જોઇ બહુ જ સંતોષ થયો છે"

# જ્યારે પંજાબના પુણ્ય જાગશે—

પંજાબની ભૂમિમાં શુદ્ધ શ્વેતાંબર જૈન દર્શનની આસપાસ અશ્રદ્ધાનાં વાદળ વેરાયેલા પડયા હતા શ્રી બુટ્ટેરાયજી મહારાજ એ વાદળ વચ્ચે પ્રભાતના કુમળા કિરણ-રૂપે પ્રકાશ્યા એમણે શુદ્ધ શ્રદ્ધાનનો પ્રચાર કરવા પોતાની શકિત ફોરવી પણ પછી તો એમને ગુજરાત તરફ જવુ પડયુ વીખરાયેલા વાદળ પાછા એકઠા મળી જૈનત્વનો અવરોધ કરશે એવી શકા ભકતોના દીલમા જન્મી

"એક વાર બુટ્ટેરાયજી મહારાજને પજાબની બ્હાર જવા દો પછી તો એક એક શ્રાવક મુહપત્તી બાધશે અને જીન–મદિરને બારણે લોખડી તાળા લાગશે" બુટ્ટેરાયજી મહારાજના પ્રભાવથી દબાયેલો સમૂહ એકાન્તમા બબડતો

પજાબના શ્રાવકોને પણ એમ થયુ કે બુટ્ટેરાયજી મહારાજના જવાથી પજાબમા પ્રત્યાઘાત થયા વિના નહીં રહે પણ શ્રી બુટ્ટેરાયજી આશાવાદી હતા. જૈનદર્શનમા એક એકને આંટે એવા પ્રભાવકો થયા છે અને થવા જ જોઇએ એમ તેઓ માનતા પંજા-બના ઉદ્વિગ્ન બનેલા શ્રાવકોને તેઓ સમજાવતા —

"હુ ગુજરાતમા જઇશ એટલે પાછળ અધારૂ થઈ જશે એમ ન માનતા. જ્યારે પજાબના પુણ્ય જાગશે ત્યારે મારા કરતા પણ અધિક પડિત અને પ્રતાપી પુરૂષ તમને મળી રહેશે."

થોડા વખતમા જ એ આશીર્વાદ સફળ નીવડયો બુટ્ટેરાયજી મહારાજે જ્યા પ્રભાતનો પ્રકાશ રેલાવ્યો હતો ત્યા શ્રી આત્મારામજી મહારાજે મધ્યાન્હનો પ્રતાપ દાખવ્યો પજાબના શ્રાવકોને ખાત્રી થઈ કે મહાપુરૂષની વાણી અને વહેવારમા પણ કઇંક ન સમજાય એવો ગૂઢ અર્થસકેત હોય છે શ્રી બુટ્ટેરાયજી મહારાજે વાવેલા બીજ, શ્રી આત્મારામજીના પ્રયાસથી વૃક્ષરૂપે પરિણમ્યા. પંજાબના પુણ્યે જ જૈનસંઘને શ્રી આત્મારામજી લાધ્યા.

# એક હસ્તલિખિત પત્ર

### હસ્તાક્ષર

નવા વિજ્ઞાને હસ્તાક્ષરને પણ સામુદ્રિક શાસ્ત્રમા સ્થાન આપ્યું છે. મુખમંડળની ભવ્યતા ઉપરથી જેમ આપણે પ્રથમ પરિચયે જ સામા પુરૂષની પ્રામાણિકતાનુ માપ કાઢીએ છીએ તેમ હસ્તાક્ષરો પણ પ્રથમ દર્શને જ એના વાચકના દિલ ઉપર, સ્હેજે ન ભૂંસાય એવી ઉંડી અસર આંકે છે હસ્તાક્ષર ઉપરથી એ લખનારની શક્તિ, શુચિતા અને શૈલીનુ અનુમાન બંધાય છે એ નિયમને અપવાદ પણ હશે પરંતુ સાધારણ રીતે જે હસ્તાક્ષરો શુદ્ધ, એકસરખા મરોડદાર અને વ્યવસ્થિત સ્વરૂપમાં હોય છે તેનો લેખક પણ શુદ્ધતાનો પ્રેમી, કળાનો અનુમોદક તેમજ વ્યવસ્થાને ચાહનારો હોવો જોઇએ એવી આપણા અંતરમા છાપ ઉઠે છે આડાઅવળા અક્ષરો, અધુરો મરોડ અને ચેક-ભુંસ એ લખનારના મનની આળસ્ય, અવ્યવસ્થા અને ઉતાવળીવૃત્તિના સૂચક હોય છે

એ દ્રષ્ટિએ જે પત્રમાના હસ્તાક્ષરો અહીં મુદ્રિત કર્યા છે તે આ પત્રના લેખકની આંતરવિભુતિનુ કંઈક દિગ્દર્શન કરાવે છે જેમને આપણે મોતીના દાણા કહીએ છીએ તે ઉપમા આ અક્ષરો જોતા જ યાદ આવે છે ઈરાદાપૂર્વક મુદ્રિત કરવા માટે જ આ પત્ર લખાયો નથી મહારાજ શ્રી આત્મારામજીના હસ્તલિખિત પત્રો આજસુધીમા ગણ્યા ગાંઠયા જ હાથ આવ્યા છે, તેમાથી આ પત્રને કંઈક વધુ ઉપયોગી ગણી અહીં રજુ કર્યો છે હસ્તાક્ષરના વિષયમા આ પત્ર તથા બીજા પત્રોમા મુદ્દલ ભેદ નથી

આચાર્યશ્રીના હસ્તાક્ષર સુંદર છે, મરોડદાર છે, તેમ પત્રની લેખનશૈલી પણ એટલી જ સાદી અને પ્રવાહબદ્ધ છે પત્રનો મજકુર જોતા તો પત્ર લખતી વેળા હસ્તાક્ષરોમા કંપ કે ઉતાવળની આછી છાયા ઉતરવી જ જોઇએ, કારણ કે આ પત્ર લખતા એમના અંતરમા સ્હેજ ઉકળાટ અવશ્ય હોવો જોઈએ એક પછી એક તેઓ યુક્તિઓની અવતારણા કરે છે સામા પક્ષની દલીલોને કેવળ રચનાત્મક શૈલીએ કંઇક કટાક્ષ સાથે તોડવાનો પ્રયત્ન એમાં દેખાઇ આવે છે, છતા અક્ષરો અને શૈલી જોતા ઘણી જ શાંતિથી, સમાધાનવૃત્તિથી પોતાની સ્થિતિ રજુ કરતા હોય એમ લાગે છે. એમની યુક્તિ પાસે સામો પક્ષ જાણે કે નિરૂત્તર બની સાનમાં જ લેતો હોય એવી કલ્પના સ્ફુરે છે.

આ હસ્તાક્ષરોમાં વિવાહકળાનો એક ન્હાનો ટુકડો છે, એમ કહીએ તો પણ ચાલે. કળા-કૌશલ્યવાળા પાષાણુખંડને જેમ અજાયબઘરમાં સંઘરી રાખવામાં આવે છે તેમ આ પત્ર પણ એની મર્માળી, ઠાવકી ભાષા તેમજ તલસ્પર્શી યુક્તિમત્તા માટે સાહિત્યમાં સંગ્રહને યોગ્ય ગણ્યો છે.

## વાદનો વિષય

ચર્ચાનો વિષય સાંપ્રદાયિક છે અને એની સાથે મુખ્યત જૈન સાધુ સમુદાયને જ નીસબત છે.

યોગોદ્વહન વિષે મહારાજજીએ આ પત્રમા ચર્ચા કરી છે ભગવતીના યોગ વહ્યા હોય તે જ સાધુ વડી દીક્ષા આપી શકે એ પ્રકારની જે માન્યતા એ વખતે ગુજરાતમાં વિચરતા સાધુઓમા પ્રચલિત હતી તે માન્યતારૂપી સાકળની એક એક કડી, મહારાજજીએ આમા ખોલી બતાવી છે માન્યતા બરાબર હોય તો પણ એ આગ્રહને વળગી રહેવાની વાત કેટલી અસંગત છે એ તેઓ અહીં બતાવવા માગે છે સામાન્ય સાધુ સમુદાય જેને ભૂલ કહેતો હોય તે ભૂલનો સ્વીકાર કર્યા પછી પણ યોગવહનના નામે કેવી રમત રમાય છે એ બહુ જ ગંભીરપણે આ પત્રમા એમણે નિરૂપ્યુ છે યુક્તિઓના બાણુથી યોગવહનરૂપી માન્યતાનુ સારૂં યે આકાશ છવાઇ જતુ હોય એમ લાગે છે.

શ્રી આત્મારામજી મહારાજે પોતાની ન્યૂનતાઓ બતાવવા માટે જ કલમ હાથમા ધરી હોય એમ આ પત્ર વાચતા જણાય છે, પણ એ ન્યૂનતાઓ જ એમની મહત્તાની ઇમારત રચે છે એ ન્યૂનતાઓનુ નિરૂપણુ એક પ્રખર ધારાશાસ્ત્રીની વાદશક્તિનુ ભાન કરાવે છે વિનયપૂર્વકની એમની વાદશૈલી આ ન્યૂનતાઓના નિરૂપણુમા આપણે જોઇ શકીએ છીએ.

( ૧ ) હુ પોતે ભગવંતની સંપૂર્ણ આજ્ઞાનું પાલન કરી શકતો નથી માત્ર સમાચારીની રીતિએ વડી દીક્ષા આપી છે, એ પહેલી ન્યૂનતા.

( ૨ ) યોગ વહ્યા વિના પણ ભગવતીનું અધ્યયન-અધ્યાપન કરાવું છું, એ બીજી ન્યૂનતા.

( ૩ ) યોગ વહ્યા છે, પણ શાસ્ત્ર નથી ભણ્યા એવા પુરૂષોને ગણિ માનું છું એ ત્રીજી ન્યૂનતા

( ૪ ) ગણિ પોતે બીજાને ગણિપદ આપે એવુ કોઇ ગચ્છની સમાચારીમાં મેં નથી જોયુ, આચાર્ય જ ગણિપદ આપે એમ જોયુ છે; છતા હું એમને પણ ગણિ માનું છું એ મારી ચોથી ન્યૂનતા.

( ૫ ) પરિગ્રહી, અનાચારી, પાસત્થા આદિની પાસે ઉપધાન કરનારને પ્રાયશ્ચિત્ત યોગ્ય માન્યા છે, છતા હુ તો તેમને પણ સફળ ક્રિયાવાળા ગણુ છુ એ મારી પાચમી ન્યૂનતા.

( ૬ ) જે ગચ્છમા આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, પ્રવર્ત્તક, ગણિ એ પ્રકારે પાચ પુરૂષ ન હોય તે ગચ્છને ચોરપલ્લીરૂપ-લૂટારાઓની છાવણીરૂપ ગણવામા આવ્યો છે. હું તે ગાથા-આજ્ઞા પ્રમાણે વર્ત્તી શક્તો નથી એ મારી છઠ્ઠી ન્યૂનતા છે.

વસ્તુત આ ન્યૂનતાઓ મહારાજજીની પોતાની નહી, પણ એ વખતે સંઘમા જે અવ્યવસ્થા અને અરાજકતા વ્યાપી રહી હતી તેનું જ ચિત્ર તેમણે દોરી બતાવ્યું છે મહારાજજીની પોતાની ન્યૂનતાઓ આખા સાધુ સંઘની ન્યૂનતાઓ હતી અને વિચિત્રતા તો એ પણ છે કે એ પ્રકારની અવ્યવસ્થાની તિવ્ર વેદના, મહારાજજી શ્રી આત્મારામજી સિવાય ભાગ્યેજ બીજા કોઇને હશે

એમની સંયમી જીવન નૌકાનો ધ્રુવ તારો " ભગવાનની આજ્ઞા " હતો નવી વિધિઓ, નવી રૂઢીઓ, નવી પ્રથાઓ તો દેશ-કાળના દરીયામા તરગની જેમ ચડે-ઉછળે અને પાછી લીન થઈ જાય નૌકાની સાથે એ તરગો ભલે અથડાય, નૌકાને સહાયક યા તો વિરોધક પણ થાય, પરતુ " જિનાજ્ઞા " નો ધ્રુવતારો ભુલાવો ન જોઇએ

શ્રી આત્મારામજી પોતાના પત્રમા એ જ વાત કહે છે યોગવહન, પદવી રૂઢી એ બધી તરગમાળા છે દેશ-કાળ પ્રમાણે એ ભલે જુદા જુદા વેશ સજે !
" मैं तो जिनराज के चरणों का मरणा हि अपने उद्धार का कारण समजता हू— "

બાકી તો " રૂઢીઓને હુ તપગચ્છની સમાચારી માનવા તૈયાર નથી " એ શબ્દોમા મહારાજજીનો ક્રાંતિકારી સ્વભાવ આકાર પામતો દેખાય છે.

## ઉપસંહાર

યોગવહનની પરંપરાનો ઇતિહાસ ઉકેલી, મહારાજશ્રી કહે છે કે એ રીતિ કંઇ એકસરખી અવિચ્છિન્ન નથી રહી. ઇતિહાસ અને શાસ્ત્રદૃષ્ટિએ જ મહારાજજી પોતાના મંતવ્યો નિરધારિત કરતા એ વાત અહી સ્પષ્ટ થાય છે બૃહદ્ગચ્છના આદ્ય પુરૂષ શ્રી સર્વદેવસૂરિ યોગ વહ્યા વિના જ સર્વ સિદ્ધાંત ભણ્યા હતા અને ગુરૂથી જુદા પડી આચાર્યપદ પણ અંગીકાર કર્યું હતું.

પત્રના અંતમા મહારાજ શ્રી પોતાનો નિર્ણય સુણાવે છે·

॥ अर्हं नमः॥ एक साहिब अंगरेजने विलायतकों
लिखाथा कि एक ऋग्वेदसंहिता सभाष्यका पुस्त
क साधु जैन मुनि आत्मारामजीकों सरकारने भेट दा
खल करना चाहिये सो पुस्तक तोलमें ३५ सेर १ का
है सो सरकारने गवरनर जनरलकी औ अंजंटसा
हिबकी मारफत मुझको जोधपुरमें मिला है यह बात
सत्य है

२ नवीन साधुयोंको बडी दीक्षा दीनी है सो किस शा
स्त्रानुसारे, गुजरातमें तो भगवतीका योग वहा होवे
सो दीक्षा देवे है इति प्रश्न॥

उत्तर मैं पामर जीव भगवंत की संपूर्ण आज्ञा आरा
धन नही सक्ता हूं दिक्षा तो मैने समाचारीकी रीतीसे
दीनी है परंतु भगवतीका योग तो मैने नही वहा है
यह मेरेमें न्यूनता है और विना योग वहा मैं भग
वती प्रमुख शास्त्र व्याख्यानमें वाचता हूं शिष्योंको
वाचना देता हूं यह दूसरी न्यूनता है २ और योग
तो वहा परं शास्त्र नही पढा है रीती पूर्वक तिसको मै
गणि मानता रहा हूं यह तीसरी न्यूनता है ३ और
किसीभी गच्छकी समाचारीमें मैने नही देखा है कि
गणिगणिको गणिपद देवे परंतु आचार्य गणिप
द देवे ऐसा लेख सर्व पूर्वाचार्योंकी समाचारीयोंमें है
परं मै तो पूर्वोक्त रीती वालेको गणि मानता रहा हूं य
ह चौथी न्यूनता है।

संबोधप्रकरणमेंश्रीहरिभद्रसूरिजीनें लिखा है किजो परिग्रहधारीश्रणाचारी पासत्थे आदिके पास जोको इ योगतथाउपधानादिकिया गुरुबुद्धि सेंवहैं तिस की सर्वक्रियानिंफल है उलटा वोह योगोपधानादि कीक्रियाकरणेवाले प्रायश्चित्तके योग्य है अर्था त उसको प्रायश्चितलेनाचाहिये गाथा। वंदणनमंस णाई जोगुवहाणाइ तम्मुरोविहियं गुरुबुद्धिएवि हलं सव्वंपछित्तजुग्गंच। ८३॥ मैनेतो ऐसेयोंके आ गे योगवहनेवालोंकीक्रियासफलमानी थी यह५ सूनता है। आचार्य उपाध्याय स्थविर प्रवर्त्ति गणिप एपांचो उरुषजिसगछमें न होवे सोगछचो रपल्लीसमान है सम्यक्तरूपरत्नका हरनेवालासो गछ है और नमजीवोकोंसंसारभ्रमणकाहेतु है ऐसेगछमें स्वविहितसाधको एकमहूर्त्तमात्र भी वसनानचाहिये। जे कर सामान्यसाधु होवे परंतु वोह पांचोगुणिजन नहोवेतो गच्छसमेरहनाअ छा है। गाथा जत्थनपंचइमे विनिजिगणेसोउपल्लि सारिछो समत्तरयणहरणे नवाणनवत्तमणु सीलो ८४ तत्थनमुहुत्तमित्तं वसियव्वं स्वविहि एहिंसाहूहिं जइसामाण्णमुणिणो नगुणिणो तत्थवरंगेहं। ८६॥ इनगाथार्थानुसार मैंनें हीव लसबका और तपगछादिगछोके साधुयोंको चोरपल्लीसमान गछ और साधुयोंको चोरासमा न नहीमानताहूं यह ६ सूनता है

" जैसी जैसी द्रव्य-क्षेत्रादिकी सामग्री मीलती है तैसी तैसी प्रवृत्ति होती है। रूढी पकडके बैठ रहना यह मुर्खोंका काम नहीं है." વીસમી સદીનો વિચારક, ક્રાંતિકારી, આ સિવાય બીજું કયું સત્ય કહેવાનો હતો ?

આ આખો યે પત્ર ઐતિહાસિક મહત્ત્વ ધરાવતો હોવાથી અહીં આ સંપૂર્ણપણે રજુ કર્યો છે. આવા બીજાં પત્રો જો મેળવવામા આવે તો આપણા સામાજિક તેમજ ધાર્મિક સાહિત્યને પણ સમૃધ્ધિશાલી બનાવે

## મૂળ પત્રની નકલ.

ॐ अर्हं नमः । एक साहिब अंगरेजने विलायत कों लिखा था कि-एक ऋग्वेदसंहिता सभाष्य का पुस्तक साधु जैन मुनि आत्मारामजी को सरकारने भेट दाखल भेजना चाहिये. सो पुस्तक तोल में ३५ सेर पक्का है सो सरकारने गवरनर जनरलकी मो अंजट साहिब की मारफत मुझ कों जोधपुर में मिला है, यह बात सत्य है.

२ नवीन साधुयों को बडी दीक्षा दीनी है, सो किस शास्त्रानुसारे ? गुजरात में तो भगवतीना योग वह्या होवे सो दीक्षा देवे है इति प्रश्न.

उत्तर—मैं पामर जीव भगवत की संपूर्ण आज्ञा आराध नहीं सक्ता हुं. दिक्षा तो मैंने समाचारी की रीती सें दीनी है, परतु भगवती का योग तो मैंनें नहीं वह्या है. यह मेरे में न्यूनता है १. और विना योग वह्या, मैं भगवती प्रमुख शास्त्र व्याख्यान में वाचता हुं, शिष्यों कों वाचना देता हुं यह दूसरी न्यूनता है २. और योग तो वह्या, पर शास्त्र नहीं पढा है रीतीपूर्वक, तिस कों मै गणि मानता रहा हूं यह तीसरी न्यूनता है ३. और किसि भी गच्छ की समाचारीमें मैने नहीं देख्या है कि गणि गणि को गणिपद देवे, परंतु आचार्य गणिपद देवे ऐसा लेख सर्व पूर्वाचार्यो की समाचारीयो में है; पर मै तो पूर्वोक्त रीतीवाले को गणि मानता रहा हुं, यह ४ न्यूनता है. संबोध प्रकरण में श्रीहरिभद्रसूरिजीनें लिखा है कि जो परिग्रहधारी यथाचारी पासत्थे आदि के पास जो कोइ योग तथा उपधानादि क्रिया गुरुबुद्धि सें वहै, तो तिसकी सर्व क्रिया निष्फल है. उलटा वोह योगोपधानादि की क्रिया करनेवाले प्रायश्चित के योग्य

है अर्थात् उस को प्रायश्चित्त लेना चाहिये. गाथा–वंदणनमंसणाई, जोगुवहाणाइ तप्पुरो विहियं । गुरुबुद्धि( द्धी )ए विहलं, सव्वं पच्छित्तजुग्गं च ॥ ९३ ॥[१] मैने तो ऐसेयोंके आगे योग वहनेवालों की क्रिया सफल मानी थी, यह ५ न्यूनता है. आचार्य १, उपाध्याय २, स्थविर ३, प्रवर्त्ति ४, गणि ५ ए पांचो पुरुष जिस गच्छ में न होवे सो गच्छ चोरपल्ली समान है. सम्यक्त्वरूप रत्न का हरनेवाला सो गच्छ है और भव्य-जीवाकों संसारभ्रमणका हेतु है ऐसे गच्छ में सुविहित साधु को एक महूर्त्त मात्र भी वसना न चाहिये. जे कर सामान्य साधु होवे परं पूर्वोक्त पांचो गुणिजन न होवे तो गृहस्थ में रहना अच्छा है. गाथा—

"जेथ न पंच इमे वि, नत्थि गणे सो हु पल्लिसारिच्छो । सम( म्म )-त्तरयणहरणे, भव्वाण भवब्भमणसीलो ॥ ९५ ॥ तत्थ न मुहुत्तमित्तं, वसियव्वं सुविहिएहिं साहूहिं । जइ सामण्ण मुणिणो, न गुणिणो तउ ( ओ ) वरं गेहं ॥९६॥" इन गाथार्थानुसार मैं नहीं चल सक्ता हुं, और तपगच्छादि गच्छो के साधुओं को चोरपल्ली समान गच्छ और साधुयों को चोरों समान नहीं मानता हूं यह ६ न्यूनता है.

इत्यादि बहुत भगवत की आज्ञायों का मै विराधक हुं. इस वास्ते मैं तो जिन-राज के चरणों का सरण ही अपने उद्धार का कारण समझता हुं. बाकी भगवंत की आज्ञा तो निकट संसारी जीव ही पूरी पाल सक्ता है और जो आपने लिखा है–गुजरात देश मे तो भगवती का योग वहा हुआ गणि वडी दीक्षा देता है, सो तो मैं जानता हूं परंतु गणि गणि को गणिपद देवे ऐसा लेख होवे, और जिस शास्त्र का योग वहे, वो शास्त्र तो विधिपूर्वक नहीं पढे, केवल योग वह लेवे, उस को गणि-पद देना, सोइ वडी दीक्षा देवे, ऐसा लेख होवे तो मैं कोइ गुजरात देस की रीती

१ तेनी पासे ( पटल परिग्रहधारी, अनाचारी, पासत्थादिकनी पासे ) गुरुबुद्धिथी करेल वंदन, नमस्कार, योग, उपधान विगेरे सर्व निष्फल छे अने प्रायश्चित्तने योग्य छे. ९३

२ ज्यां आ ( आचार्यादिक ) पांचे न होय ते गच्छ चोरनी पल्ली समान छे, ते भव्य प्राणीओना समकितरूपी रत्नने हरण करनार अने भवभ्रमणना स्वभाववाळो छे. ९५ तेवा गच्छमां सुविहित साधुओए एक मुहूर्त्त मात्र पण वसवुं योग्य नथी. जो सामान्य मुनिओ गुणवाळा न होय तो घरमां रहेवुं सारु छे. ९६

को असत्य नहीं मानूंगा, परंतु पूर्वाचार्यों की किसी समाचारीमें ऐसा लेख हमको मालुम नहीं हूआ है कि–विना ही बहुश्रुत अंगोपांगादि शास्त्रो के पढे हूए कों गणि गणिपद देवे. "सांगेऽधीती गणिश्च सः" इति श्रीहेमचन्द्रसूरिवचनात् ॥

थोडे दिनों से जो कोइ रूढि चलती करी है, तिस कों मैं तपगच्छ की समाचारी नहीं मानता हूं. और पूर्वाचार्यों के पुस्तक देखने से यह भी सिद्ध होता है कि—योग वहने की रीती एकसरीखी अविच्छिन्न नहीं चली आइ है. श्रीतपगच्छाचार्य श्रीकुलमंडनसूरिजी विचारअमृतसंग्रह में ऐसें लिखते है–" नाणकस्थाने क्षुल्लकावस्थामेव संविग्नीभूताः नाणकगच्छगुरुभिः स्वयं चैत्यवासिभिरपि चैत्यवासितां निषेधयतामपि यः कोऽपि निस्तरति स निस्तरतु इति सर्वसिद्धांतान् पाठयित्वा कुत्रापि ग्रामादौ चैत्यवासिभ्यस्तत्प्रतिष्ठामलभमानैरर्बुदगिरिच्छायायां आविहरटेलीग्रामयोरंतरे वटवृक्षस्याधो गोमयकेसरैराचार्यपदे प्रतिष्ठिताः श्रीसर्वदेवसूरयस्तेभ्यो वटगच्छः समजनि, स चाधुनाचार्यबाहुल्याद्बृहद्गच्छ इत्यभिधीयते, तैश्च बृहद्गच्छाद्यपुरुषैश्चैत्यवासित्वं परित्यज्य महानिशीथोक्तोपधानादिप्रतिपत्तिपुरस्सरं सुविहितसमाचारी समाश्रिताः (ता)" ॥

---

१ તે અંગ સહિત આગમનો અભ્યાસી હોય અને તે ગણિ હોય.

२ (શ્રી સર્વદેવસૂરિ) નાણક નામના સ્થાનમાં ક્ષુલ્લક સાધુપણાની અવસ્થામાં જ સંવેગ પામ્યા તેમને નાણક ગચ્છના ગુરુ કે જેઓ પોતે ચૈત્યવાસી હતા તો પણ તેમણે "ચૈત્યવાસીપણાનો નિષેધ કરનારાઓમાંથી જે કોઇ નિસ્તાર પામે તે ભલે નિસ્તાર પામો" એમ ધારીને સર્વ સિદ્ધાંતો ભણાવ્યા. પછી કોઇ પણ ગ્રામાદિકમાં ચૈત્યવાસીઓને લીધે પ્રતિષ્ઠા (સ્થાન) નહીં પામવાથી અર્બુદાચળ (આબુ) પર્વતની તળેટીમાં આવિહર અને ટેલી એ બે ગામની વચ્ચે વટવૃક્ષની નીચે ગોમયના કેસરાએ કરીને (વાસક્ષેપ નાંખીને) શ્રી સર્વદેવસૂરિને આચાર્યપદે સ્થાપન કર્યા. તેમનાથી વટગચ્છ નામે તે ગચ્છ થયો તે ગચ્છ હાલમાં ઘણા આચાર્યો હોવાથી બૃહત્ગચ્છ એવે નામે કહેવાય છે તે બૃહત્ગચ્છના પ્રથમ પુરુષ શ્રીસર્વદેવસૂરિએ ચૈત્યવાસીપણાનો ત્યાગ કરી મહાનિશીથ સૂત્રમાં કહ્યા પ્રમાણે ઉપધાન વિગેરે ક્રિયાના અંગીકાર પૂર્વક સુવિહિત (સારા સાધુની) સમાચારી આશ્રય કરી છે."

इस लेख सें यह सिद्ध होता है—बृहद्गच्छ के आद्य पुरुष श्रीसर्वदेवसूरिने विना ही योग वहा सर्व सिद्धांत पढे थे और गुरु सें न्यारे हो के आचार्य पद लीना, और चैत्यवासीपणा छोड के महानिशीथ के कथन मूजब उपधानादि स्वयमेव वहा, सुविहित समाचारी अंगीकार करी. इस हेतु सें गणि ही दीक्षा देवे यह अविच्छिन्न परंपरा नहीं मालुम होती है. जैसी जैसी द्रव्यक्षेत्रादिकी सामग्री मिलती है तैसी तैसी प्रवृत्ती होती है. रूढी पकड के बैठ रहना यह सुज्ञों का काम नहीं है. इस लेख में जो भगवत की आज्ञा विरुद्ध लिखा होवे तो मिथ्यादुष्कृत देता हूं. यह लेख वांचकर तुमने भी अपना अभिप्राय कृपा कर के लिखना. इत्यलं विस्तरेण ॥

પત્રની પ્રત્યેક પંક્તિમાં સંયમ અને વિચારસ્વાતંત્ર્ય ઝળકે છે. આ એક જ પત્ર, મહારાજશ્રી આત્મારામજીના અંતરની પીછાન કરાવવાને બસ છે.

---

જેઓ જૈનધર્મ પાળે છે તેમની સાથે સગાઈ કરતા પણ અધિક સ્નેહસંબંધ રાખવો જોઈએ. શ્રી [illegible] એવા મતલબનો ઉલ્લેખ છે. શ્રી રત્નપ્રભસૂરિજીએ જ્યારે અઢાર હજાર કુટુંબોને જૈનધર્મી બનાવ્યા ત્યારે એમાંના કેટલાક રાજપૂત, કેટલાક બ્રાહ્મણ અને કેટલાક વૈશ્ય પણ હતા. એ સર્વમાં રોટી વહેવાર તથા બેટી વહેવાર પણ હતો. પોરવાડ વંશની સ્થાપના શ્રી હરિભદ્રસૂરિએ કરી હતી એવો આધાર મળે છે. શ્રી જિનસેન આચાર્ય અને લોહાચાર્યે હજારોની સંખ્યામાં નવા જૈનો બનાવ્યા હતા. પોતાની જ જાતને સર્વોત્તમ માનવી અને બીજા જૈન ભાઈઓ સાથે રોટી-બેટી વહેવાર ન રાખવો એ તો અજ્ઞાનતાજન્ય રૂઢી માત્ર છે.

( જૈનધર્મ વિષયક પ્રશ્નોત્તરમાળા ) શ્રી વિજયાનંદસૂરિ

# મુંબઇનો વિરોધ

મહારાજશ્રી આત્મારામજી જો કોઇ પણ ઉપાયે અમેરિકાની સર્વધર્મ પરિષદમા પધારે તો તેમનુ સ્વાગત કરવા અથવા તેમને યોગ્ય બધી સાનુકૂળ વ્યવસ્થા કરવા, પરિષદના વિદ્વાન્ અગ્રેસરોએ એક કરતા વધારે વાર ખાત્રી આપી હતી તેઓ અમેરિકા પધારે તો જૈનદર્શનના સબધમા ઘણી ઘણી ગેરસમજ દૂર થવા પામે એટલું જ નહી પણ એક બહુશ્રુત, પડિત, સ્વતત્ર વિચારકની હાજરીથી પરિષદના પુરસ્કર્ત્તાઓનો પરિશ્રમ ઉગી નીકળે એવી આશા પણ અમેરિકાના આગેવાનોએ પોતાના આમત્રણમા વ્યક્ત કરી હતી, પરતુ મહારાજજી પોતે તો હિદનો કિનારો છોડી શકે એમ હતુ જ નહીં-જૈન મુનિના યમ-નિયમો એમને સાગરને પેલે પાર જવાની સમ્મતિ આપી શકે નહીં

એટલે એમણે કેટલાક સોબતીઓ સાથેના ઉહાપોહ પછી, શ્રી વીરચદ રાઘવજી ગાધી, બાર-એટ-લો ને અમેરિકા મોકલવાનુ નક્કી કર્યું. એમની માહિતી માટે મહારાજજીએ ખાસ "ચીકાગો પ્રશ્નોત્તર" નામનુ પુસ્તક તૈયાર કર્યું. તે ઉપરાંત શ્રીયુત વીરચદ ગાધીને થોડો વખત, પાસે રાખી શાસ્ત્રાભ્યાસ પણ કરાવ્યો જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાના કાર્યવાહકોનો પણ મહારાજજીને સારો સહકાર મળી ગયો.

શ્રીયુત વીરચદ ગાધીએ પરિષદમા અને પરિષદની બ્હાર પણ-અમેરિકામા, જૈન દર્શનનો ડકો બજાવ્યો જેઓ જૈનધર્મ વિષે કશી જ માહિતી ધરાવતા ન હતા તેમને જૈન દર્શનના મૂળ તત્વો એમણે સમજાવ્યા જૈન ધર્મને જેઓ નાસ્તિક કિવા બૌધ્ધ-ધર્મની શાખારૂપ માનતા હતા તેમનો ભ્રમ પણ ટાળ્યો તદ્દન નવી ભૂમિકા એમને ખેડવાની હતી મહારાજશ્રી આત્મારામજીની પ્રેરણા અને પીઠબળે સ્વ ગાધીને ફત્તેહમદ બનાવ્યા

પણ એ વખતે મુબઇ આજે સૌથી વધુ સ્વતત્ર અને સુધારક ગણાતું મુબઇ કેટલુ પછાત હતુ અને મહારાજશ્રી આત્મારામજીની ભાવના અને યોજના સમજવામા કેટલું નિષ્ફળ નીવડયુ હતુ એ વાત તે વખતની, એક અતિ જીર્ણ પત્રિકા ઉપરથી જણાય છે કઈ ટીકા કરવાની ખાતર નહી, પણ એક હકીકત તરિકે એ પત્રિકાનો અહી પુનરૂધ્ધાર કરૂ છુ

મુબઇ તા ૯મી જુલાઇ ૧૮૯૩

## જાહેર ખબર

સર્વે ધર્માભિલાષી જૈનોને વિનયપૂર્વક સૂચવવામા આવે છે કે. અમેરિકા ખંડ મધ્યે ચીકાગોના પ્રદર્શનમા (સઘના) નામથી જૈન એસોસીએશને પ્રતિનિધીઓ મોકલવા

વિષે સર્વ જૈનોની સમ્મતિ લીધા વિના ઠરાવ્યુ છે તેની વિરૂદ્ધમાં જાણવા જેવી ઘણી બાબતો હાલમા બાહેર આવી છે અને તેથી ઘણા લોકો નાખુશ છે. આ વાત એટલી બધી પ્રસિદ્ધ છે કે તેનુ વધારે વિવેચન કરવા હવે દરકાર રહેતી નથી. અને અમો આ નીચે સહી કરનારાઓ ખુલ્લી રીતે જણાવીએ છે કે જે એ પ્રતિનિધીઓ ચીકાગો મોકલવાનું ઠરાવ્યુ છે તે અમોને તદ્દન પસદ નથી, તેથી અમો તેને રદ કરીએ છીએ અને એ બાબતમા અમારા જૈની લોકોની સમ્મતિ નથી.

( અહીં નીચે ૧૩૭ જેટલી સહીઓ છે મ્હોટો ભાગ મારવાડ તથા ગુજરાતના ભાઇઓને હોય એમ નામ ઉપરથી જણાય છે ) સહીઓની નીચે લખ્યુ છે· વધારે લબાણુ થવાને લીધે માત્ર જુજ સહીઓ છપાવી છે, પણ ઘણી સહીઓ થએલી છે

× × × ×

આજથી ચારેક દસકા ઉપરનો આ પ્રસગ છે અર્થાત્ અરધા સૈકા ઉપર રૂઢી-ચુસ્તતા અથવા આગ્રહ-અભિનિવેશનુ મુબઇ જેવા મુખ્ય નગરમા કેટલુ જોર હશે અને આત્મારામજી જેવા શાસનરસિકોના માર્ગમા કેટલા વિઘ્ન-કંટક પથરાયેલા હશે તેની આ ઉપરથી કલ્પના થઇ શકશે સામાન્ય જનસમુદાય, ધર્મપ્રચારની ખાતર પણ પોતાના એકાદ પ્રતિનિધિને દરિયાપાર મોકલવા તૈયાર ન હતો આત્મારામજી મહારાજ ભલે સમયના જાણુ હોય. શાસ્ત્રના જ્ઞાતા હોય, પણ સમુદાયનો અમુક ભાગ તો પોતાના સમયની પરિમિતતાઓની બ્હાર દૃષ્ટિ સરખી પણ કરવાને અશક્ત હતો મુબઇનો વિરોધ એ વાતની સાક્ષીરૂપ છે એ સિવાય એ પત્રિકાનુ કઇ મૂલ્ય નથી

છેલ્લા ચાલીશ-પચાસ વર્ષમા તો યુગાન્તરના પાણી એટલા જોરથી ધસી આવ્યા છે કે એક વખતનો મહાન્ સ્થિતિચુસ્ત ગણાતો વર્ગ પણ હવે સુધારક બન્યો છે. સમયનો એ પ્રભાવ છે મહારાજજીના આ પ્રસ્તાવનો જેમણે વિરોધ કર્યો હશે તેમના જ ઘણા સગા-સબંધીઓ અને મિત્રો વિગેરે યુરોપની યાત્રા કરી આવ્યા હશે

શ્રી આત્મારામજી યુગનેતા હતા-એમના પોતાના સમયથી પણ પર હતા તેમજ સમાજના વિરોધને પણ પ્રસન્નમુખે પી જવાની એમનામા તાકાત હતી, એમ આ પુરાણી પત્રિકા પોતાની મૂક વાણીમા બોલે છે.

# યતિઓનું પરિબળ

" એ વખતે જૈનોનો ઘણો મોટો ભાગ યતિઓ, એટલે કે શિથિલાચારીઓનો અનુરાગી બની ગયો હતો આ યતિઓ દોરાધાગાથી, મંત્રતંત્રથી લોકોના દિલને રીઝવતા અને પોતે જ ગચ્છના ધણીધોરી છે, પોતે જ સુધર્માસ્વામીની પાટના સાચા ઉત્તરાધિકારી છે એવી મતલબની શ્રદ્ધા ઠસાવી, લોકોની પાસેથી પૂજા-સેવા દ્રવ્ય વિગેરે પડાવતા " મહારાજશ્રી આત્મારામજીના સમકાલીન શ્રી વૃદ્ધિચંદ્રજીના જીવનચરિત્રમા એ મતલબના કેટલાક ઉલ્લેખો છે

એક તરફ યતિઓનુ આવુ પરિબળ જામ્યુ હતુ અને બીજી તરફ સ્થાનકવાસી સાધુઓ પોતાનુ પ્રચારકાર્ય કરી રહ્યા હતા સંવેગી મુનિઓની બન્ને બાજુ આ રીતે ભીંસાયુ હતુ જેઓ પોતાને સંવેગી-શુદ્ધ ક્રિયાપાત્ર તરીકે ઓળખાવતા હતા તેઓમાના પણ કોઈક જાહેર રીતે નહીં તો ખાનગીમા મંત્રતંત્ર-જ્યોતિષ-વૈદક વિગેરેનો આશ્રય લઈ પોતાના શિથિલાચારને છુપાવતા સંયમમાર્ગમા ઠેર ઠેર કંટક છવાયા હતા

યતિઓ તેમજ પૂજ્યો એક વાર રાજાશ્રય મેળવી શકયા હતા પોતાની વિદ્યાના બળે એમણે જૈનશાસનની કેટલીક સરસ સેવાઓ પણ ભૂતકાળમા કરી હતી. પરંતુ એ જન્નીના પાણી હવે પાછા વળતા હતા જૂની પ્રતિષ્ઠા ઉપર ઉભેલા અધિકાર અને અભિમાનના થાંભલાને લુણો લાગી ચૂકયો હતો

ચારિત્ર અને શાસ્ત્રાધ્યયન બંધ પડ્યુ છે એમ જાણવા છતા એક માત્ર પરંપરાના બળે યતિઓ પોતાનુ મહત્વ ટકાવી રાખવા મથતા પોતાની હાજરીમા કોઈ સંવેગી મુનિ વ્યાખ્યાન વાચી શકે નહીં, પોતાની અનુમતિ સિવાય કોઈ મુનિ ગામમા પ્રવેશી શકે નહી, પોતાની મંજુરી સિવાય કોઇ મુનિનુ સ્વાગત થઇ શકે નહી, પોતાની સમ્મતિ સિવાય કોઇ મુનિ ચાતુર્માસ રહી શકે નહીં, એમ જ આ યતિઓ માનતા અને પોતાના સરી જતા અધિકારને ટકાવી રાખવા જરૂર પડે તો પશુબળ કે ધાક-ધમકીનો પણ ઉપયોગ કરતા

શ્રી આત્મારામજી મહારાજને પણ એ વિરોધનો સામનો કરવો પડયો હતો જેમણે પંજાબમા પોતાના સંપ્રદાયની સામે ખુલ્લો બળવો જગાડયો તેમને બહારનો આવો વિરોધ શુ કરી શકે ? નિર્ભયતા, નમ્રતા અને કુશળતા એ એમના મુખ્ય શસ્ત્ર હતા શિથિલાચારનુ પરિબળ તોડવામા મહારાજજીએ પોતાનો સાથ આપ્યો

વધુ મહત્ત્વની વાત તો એ છે કે શ્રી આત્મારામજી અને એમના સહચારીઓએ ભાવિક સમુદાય પાસે ઉજ્જવલ આદર્શ રજુ કર્યો મ્હોઢાની વાતો વડે નહી પણ જીવનમા ઉતારેલા–પચાવેલા આચાર વ્યવહાર વડે સાચો સયમી, તપસ્વી, જ્ઞાની પુરૂષ કેવો હોય તે એમણે બતાવ્યુ અને દંભ તેમજ શિથિલાચાર જોઇને થાકી ગયેલી જનતાએ એ આદર્શ સાધુના પરિવારને સત્કાર્યો ધીમે ધીમે જેમનુ જોર હતુ તે શિથિલાચારીઓ અમુક અપેક્ષાએ નરમ પડયા અને સયમ–માગની જે ક્ષીણ ધારા વહેતી હતી તે એક સુદર સરિતારૂપ બની

શ્રી બુટ્ટેરાયજી મહારાજનો શિષ્ય–પરિવાર એ સમયમા એક ન્હાના ઝરણ–રૂપ હતો એમ કહીએ તો ચાલે યતિઓના પરિબળરૂપી પત્થરો એ વેગ રોકીને બેઠા હતા ક્રિયોદ્ધારનું શ્રી બુટ્ટેરાયજી મહારાજે વહેતુ મકેલુ ઝરણુ અનેકવિધ અતરાયોને કળ–બળથી ઠેલતુ આગળ ચાલ્યું શ્રી બુટ્ટેરાયજી મહારાજ અને એમનો સમર્થ છતા શાત, તપસ્વી છતા નિરભિમાની, જ્ઞાની છતા સ્પૃહારહિત એવો શિષ્યપરિવાર યતિઓની આખમા ખુચી રહ્યો કોઇ પણ ક્રિયોદ્ધારકને માટે એ અનિવાર્ય ગણાયુ છે

શ્રી બુટ્ટેરાયજી મહારાજના પરિવારનુ વર્ણન આપતા ઉપરોકત ચરિત્રના લેખકે શ્રી આત્મારામજી મહારાજને પણ યાદ કર્યા છે એમને વિષે આવા સ્તુતિવાકયો ઉલ્લેખાયા છે —

" શ્રી બુટ્ટેરાયજી પછી થોડા જ વખતમા એક બીજા પુરૂષ બ્હાર આવ્યા આ મહાપુરૂષ આખા હિંદુસ્તાનમા પ્રસિદ્ધિ પામેલા મુનિરાજ શ્રી આત્મારામજી છે એમની બુદ્ધિ બહુ તિક્ષ્ણ હતી શાસ્ત્રોના વાચનથી સત્ય શુ તે એમને સમજાયુ બે–ચાર વરસના અમલમા એમણે સાત હજાર જેટલા ધર્માનુરાગીઓને શુદ્ધ શ્રદ્ધાન તરફ વાળ્યા + + + એ વખતે અમદાવાદમા મુનિ શાતિસાગરે કેટલીક શાસ્ત્રવિરૂદ્ધ એકાત પ્રરૂપણા કરવા માડી હતી, શ્રી આત્મારામજી મહારાજે તેમની સાથે ચર્ચા કરીને તેમને નિરૂત્તર કર્યા. અમદાવાદનો શ્રી સઘ તેમનુ જ્ઞાન અને વાદવિવાદની કુશળતા જોઇને બહુ ખુશી થયો "

એમાની કેટલીક વિગત વિષે આ જ ગ્રથમા વિવેચન થઇ ચૂકયું છે મહારાજ શ્રી આત્મારામજી જ્યારે સ ૧૯૪૨ ના સમાધાન પછી–પાલીતાણામા પ્રવેશ્યા ત્યારે ત્યાના યતિવર્ગે, સ્વાગતનો વિરોધ કરેલો. પરતુ એ વિરોધ બૂઝાતા દીપકના છેલ્લા ચમકારા જેવો જ નિવડયો. દરબારી અધિકારીઓએ પોતે યતિપક્ષને દબડાવ્યો મહારાજ શ્રી આત્મારામજી પુરા સન્માન સાથે પાલીતાણામા પધાર્યા એમ કહેવાય છે કે પાલીતાણા રાજ્ય અને આ ક પેઢી વચ્ચે એ વખતે ચાલતી ચર્ચાના કેટલાક પ્રશ્નો છણવામા શ્રી આત્મારામજી મહારાજે પુરેપુરી સહાય આપી હતી.

સ્વ૦ શ્રી વિજયાનંદ સૂરિજીના ચાતુર્માસ : વિહાર.

# સ્વ. શ્રી વિજયાનંદસૂરિના ચાતુર્માસ

| | | | |
|---|---|---|---|
| સંવત્ | ૧૮૯૩ | જન્મ— | |
| ,, | ૧૯૧૦ | ( સ્થાનકવાસી ) દીક્ષા–માલેર કોટલા | |
| ,, | ૧૯૧૧ | ચાતુર્માસ–સરસા રાણીયા | |
| ,, | ૧૯૧૨ | ,, | સરગથલા |
| ,, | ૧૯૧૩ | ,, | જયપુર |
| ,, | ૧૯૧૪ | ,, | પાલી |
| ,, | ૧૯૧૫ | ,, | જયપુર |
| ,, | ૧૯૧૬ | ,, | રતલામ |
| ,, | ૧૯૧૭ | ,, | સરગથલા |
| ,, | ૧૯૧૮ | ,, | દિલ્હી |
| ,, | ૧૯૧૯ | ,, | જીરા |
| ,, | ૧૯૨૦ | ,, | આગ્રા |
| ,, | ૧૯૨૧ | ,, | કોટલા |
| ,, | ૧૯૨૨ | ,, | સરસા |
| ,, | ૧૯૨૩ | ,, | હુશીઆરપુર |
| ,, | ૧૯૨૪ | ,, | બિનોલી ( દિલ્હીપાસે ) |
| ,, | ૧૯૨૫ | ,, | બડૌત |
| ,, | ૧૯૨૬ | ,, | માલેર કોટલા |
| ,, | ૧૯૨૭ | ,, | બિનોલી |
| ,, | ૧૯૨૮ | ,, | લુધીઆના |
| ,, | ૧૯૨૯ | ,, | જીરા |
| ,, | ૧૯૩૦ | ,, | અંબાલા |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૯૩૧ | ,, | હુશીઆરપુર |
| ,, | ૧૯૩૨ | ,, | અમદાવાદ(સંવેગમતસ્વીકાર) |
| ,, | ૧૯૩૩ | ,, | ભાવનગર |
| ,, | ૧૯૩૪ | ,, | જોધપુર |
| ,, | ૧૯૩૫ | ,, | લુધીઆના |
| ,, | ૧૯૩૬ | ,, | ઝંડીઆલા ગુરૂ |
| ,, | ૧૯૩૭ | ,, | ગુજરાંવાલા |
| ,, | ૧૯૩૮ | ,, | હુશીઆરપુર |
| ,, | ૧૯૩૯ | ,, | અંબાલા |
| ,, | ૧૯૪૦ | ,, | બીકાનેર |
| ,, | ૧૯૪૧ | ,, | અમદાવાદ |
| ,, | ૧૯૪૨ | ,, | સુરત |
| ,, | ૧૯૪૩ | ,, | પાલીતાણા |
| ,, | ૧૯૪૪ | ,, | રાધણપુર |
| ,, | ૧૯૪૫ | ,, | મેસાણા |
| ,, | ૧૯૪૬ | ,, | જોધપુર |
| ,, | ૧૯૪૭ | ,, | માલેર કોટલા |
| ,, | ૧૯૪૮ | ,, | પટ્ટી ( જી લાહોર ) |
| ,, | ૧૯૪૯ | ,, | હુશીઆરપુર |
| ,, | ૧૯૫૦ | ,, | ઝંડીયાલા ગુરૂ |
| ,, | ૧૯૫૧ | ,, | જીરા |
| ,, | ૧૯૫૨ | ,, | અંબાલા |
| ,, | ૧૯૫૩ | ,, | ગુજરાવાલા ( સ્વર્ગવાસ ) |

# પરિશિષ્ટ

---

ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રી વિજયાનંદસૂરિના પટ્ટધર શ્રી વિજયવલ્લભસૂરિએ આપેલી [illegible] આધારે મુનિશ્રી ચરણવિજયજીએ આ પરિશિષ્ટ યોજ્યું છે. શ્રી વિજયવલ્લભસૂરિ, સ્વ૦ [illegible] સમય રહ્યા છે [illegible] વણાખરા જીવનપ્રસંગાથી પરિચિત છે. સ્વ૦ ના [illegible] વિજયવલ્લભસૂરિ એમના જૂનામાં જૂના હાથરૂપ હતા એમ પણ કહીએ તો ચાલે. કેટલી- [illegible] જીવનચરિત્રમાં [illegible] છે, અને કેટલીક વિગત સાવ નવીન પણ છે. સ્વ૦ [illegible] જીવનચરિત્ર સમજવામાં પ્રસ્તુત પરિશિષ્ટની ખાસ રૂપરેખાઓ ઉપયોગી થઈ પડશે.

---

૧૯૩૨ ના સાલમાં સંવેગ પક્ષ સ્વીકારી પહેલું ચોમાસું **અમદાવાદમાં** કર્યું

૧૯૩૩ નું ચોમાસું **ભાવનગરમાં** કર્યું

૧૯૩૪ નું **જોધપુરમાં** કર્યું અને ત્યાંથી **પંજાબમાં** પધાર્યા

૧૯૩૫ નું ચોમાસું **લુધીઆના**

**૧૯૩૬ નું જંડિયાલાગુરૂ**

૧૯૩૭ નું **ગુજરાંવાલા** અહીં **જૈનતત્ત્વાદર્શ** ગ્રંથની રચના કરી

**૧૯૩૮ નું હોશિયારપુર**

**૧૯૩૯ નું આંબાલા શહેર**

આ પાંચ વર્ષમાં સમગ્ર **પંજાબ** દેશમાં વિચરી પ્રથમના પ્રતિબોધેલ શ્રાવકોને ઉપદેશ દ્વારા પાકા કરી, કેટલાક નવા શ્રાવકો બનાવી બાકી રહેલ કાર્યની સિદ્ધિ માટે ફરી બીજી વાર **ગુજરાત** તરફ વિહાર કર્યો

૧૯૪૦ નું ચોમાસું **બીકાનેર** કર્યું

૧૯૪૧ નું **અમદાવાદ** કર્યું આ ચોમાસા દરમિયાન **અમદાવાદના** શ્રીસંઘને સૂચના કરી કે અમોએ અમારી ફરજ અદા કરી હવે શ્રીસંઘે પોતાની ફરજ અદા કરવાની છે એટલે

કે **પંજાબના** શ્રાવકોને શુદ્ધ માર્ગમાં લાવી શુદ્ધ શ્રદ્ધાળુ બનાવવાનું કાર્ય **અમોએ** કર્યું છે હવે એઓ પ્રભુ **શ્રીવીરના** શુદ્ધ માર્ગમાં પાકા થઇ કાયમને માટે બન્યા રહે તે કાર્ય આપ શ્રીસંઘ કરવાનું છે

આ વખતે શ્રીસંઘમાં નાયક તરીકે નગરશેઠ શ્રીમાન્ શેઠ **પ્રેમાભાઇ હેમાભાઇ** હતા અને તેમની સાથે પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ તરીકે શેઠ **દલપતભાઇ ભગુભાઇ** હતા બન્ને મળીને જે કાર્ય કરતા તેને **અમદાવાદનો** સર્વ શ્રી **જૈન** સંઘ અનુમોદનપૂર્વક માન્ય રાખતો

આ બન્ને સદ્‌ગૃહસ્થોએ વિનયપૂર્વક **શ્રી આત્મારામજી-આનંદવિજયજી** મહારાજને વિજ્ઞપ્તિ કરી કે આપ અમારી પાસે શું કાર્ય કરાવવા ચાહો છો ? કૃપા કરીને આજ્ઞા ફરમાવો

ગુરુ મહારાજે ફરમાવ્યું - આપ જાણો છો આજ્ઞા દેવાનો સાધુનો અધિકાર નથી અમારા તરફથી તો ઉપદેશ યા સૂચના હોય આદેશ ન હોય પ્રભુમાર્ગમાં કાયમ રાખવા, સમ્યક્‌ત્વમાં દૃઢ કરવા, સમ્યક્‌ત્વની શુદ્ધિને માટે શ્રીજિનેશ્વર દેવની પ્રતિમાની જરૂરત છે અને એ જરૂરત આપનાથી જ પુરી પડે તેમ છે

શ્રી મહારાજજીની આનંદજનક વાણીથી ખુશ થઇ બન્ને શેઠજીએ વિજ્ઞપ્તિ કરી કે આપ નિશ્ચિત રહો અમો અમારૂં કર્તવ્ય કરીશું આપ **અમદાવાદના** દેરાસરોના દર્શને પધારો અને જે જે પ્રતિમાઓ આપને **પંજાબમાં** મોકલાવવી યોગ્ય લાગે તેના ઉપર પબાસણ નીચે અથવા તો તેની આજુબાજુ સાથીઆનું નિશાન કરી દેશો એટલે તે જો કોઇના તરફથી પધરાવેલ નહીં હોય-પરોણા દાખલ હશે તો તે તે પ્રતિમાજીને અમો **પંજાબમાં** પહોંચાડી આપીશું

શ્રીમહારાજજીએ સાથેના સાધુઓને આજ્ઞા ફરમાવી કે તમો દર્શન કરી આવો અને જે જે દેરાસરમાં શેઠજીના કહ્યા પ્રમાણેના શ્રીજિનબિંબો તમારા જોવામાં આવે તેની નોંધ લઇ આવો એ પછી હું જાતે જોઇ જે જે પ્રભુ લેવા હશે તેના નિશાન કરી આવીશ

આજ્ઞાનુસાર સાધુઓએ કાર્ય કર્યું અને પોતે જાતે જઇ તેનો નિર્ણય કર્યા શેઠજીને જણાવ્યું કે અમુક અમુક સ્થળે અમુક અમુક દેરાસરજીમાં અમુક અમુક પ્રભુ **પંજાબમાં** મોકલવાના છે પણ આટલાથી મારી ભૂખ ભાગવાની નથી બીજા ઘણા પ્રભુજીની જરૂરત છે શ્રીમહારાજજીનું આ પ્રમાણેનું કથન સાંભળી શેઠજીએ અરજ કરી કે આપ **શ્રીસિદ્ધગિરિરાજના** યાત્રાએ **પાલીતાણા** પધારવાના છો, અમો **પાલીતાણાના શેઠ શ્રીઆણંદજી કલ્યાણજીની** પેઢીને સૂચના આપીશું કે મહારાજજી ત્યાં પધારે [illegible] જે જે પ્રતિમાજી ફરમાવે તે તુરત પબાસણ ઉપરથી ઉતારી **અમદાવાદ** પહોંચાડી આપવી અહીં આવ્યા પછી એ અને અહીંના આપે પસંદ કરેલી સર્વ પ્રતિમાજીને અમો **પંજાબમાં** પહોંચાડી આપીશું આપ જે જે સ્થળે જે જે પ્રતિમાજી **પંજાબમાં** મોકલવા ઇચ્છતા હો તેના નામ અને તે તે સ્થળના ઠેકાણા લખાવી મોકલવા કૃપા કરશો મહારાજશ્રી **આનંદવિજયજી** ( **આત્મારામ જી** ) આનંદ મનાવતા **શ્રી સિદ્ધાચળજી** પધાર્યા [illegible] આનંદસમેત યાત્રા આનંદપૂર્વક **શ્રી આનંદવિજયજી** મહારાજે કરી અને શેઠજીના ફરમાન ( કથન ) મુજબ શ્રી જિનપ્રતિમાજી [illegible] મહારાજશ્રીએ વિચાર કે આ સ્થળેથી નીચે ઉતારવાની, અને પરદેશમાં મોકલવાની સુગમતા રહે માટે ઘણા મોટા શ્રી

જિનબિંબો કરતાં અમુક ન્હાના કદના પસંદ કરવા ઠીક છે એમ ધારી નિશાની કરવી શરૂ કરી આ વખતે મરહુમ શેઠ **શ્રી વીરચંદ દીપચંદ** ( જે પી ) યાત્રાર્થ પધારેલા તેમણે વંદન કરી મહારાજશ્રીને વિજ્ઞપ્તિ કરી કે-' મહારાજ ! દાતા દાન કરે, ભંડારી પેટ ફૂટે ' એવું શું કરવા લાગ્યા છો ? મહાન્ સુપ્રસિદ્ધ શેઠીઆઓ આપે છે તો પછી આપ ( અમુક પ્રતિમાજી તરફ આંગળી કરીને) આવા આવા મ્હોટા પ્રભુઓને શા માટે પસંદ નથી કરતા ? ઉતારવા પહોંચાડવાની ફિકર આપને કરવાની નથી આપ મ્હોટા મ્હોટા જિનબિંબોને પંજાબ મોકલાવશો તો આપના પ્રતિબોધેલા શ્રાવકો અમારા જૈનભાઇઓ તેમજ બીજા જૈનેતરભાઇઓ પણ જોઇને દર્શન કરીને આનંદ પામશે શેઠશ્રીની આ સૂચના શ્રી મહારાજજી સાહેબને ગમી-ખૂબ ગમી અને તેમજ કર્યું.

દાદાની મૂળ ટુંકમાથી તેમજ બીજી કેટલીક ટુંકોમાથી કે જેના માટે અમદાવાદના શેઠોનુ સ્વતંત્ર ચલણ હતુ-કોઇને પૂછવાની જરૂરત ન રહે એવા સ્થળોથી અમુક પ્રતિમાજીની નોંધ લીધી તેમજ **શેઠ નરસી કેશવજી, શેઠ નરસી નાથા, મોતીશા** શેઠ આદિના સ્થળોમાથી તેમના તેમના મુનિમો અને તેમના પરિચયવાળા પોતાના પરિચયમા આવેલા સદ્‌ગૃહસ્થો મારફત તે તે ધણીને માલૂમ કરી તેઓની ઇચ્છાનુસાર સારા સારા જિનબિંબોની નોંધ કરી પોતે વિહાર કરી ગયા

મુનિમોને માલિકોની ખુલ્લમખુલ્લી આજ્ઞા હતી કે મહારાજજીસાહેબ જે જે બિંબ પસંદ કરે તે આપવા એટલે કોઇનુ પણ એમા ચાલે તેમ ન્હોતુ બધાય બિંબો **આણંદજી કલ્યાણજીની** પેઢી મારફતે **અમદાવાદ** પહોંચાડી દેવામા આવ્યા.

અમદાવાદના અને **પાલીતાણાના** મળી લગભગ ૧૫૦ જિનબિંબ ગુરૂજીની ઇચ્છાનુસાર **અમદાવાદના** ભાઇઓએ ટીકા ચક્ષુ સહિત પોતાના ખર્ચે ખાસ આદમી સાથે મોકલી **પંજાબના** દરેક સ્થળે જે જે ઠેકાણે જ જે બિંબ પહોંચાડવા શ્રી મહારાજજીસાહેબે સૂચના કરેલ તે તે ઠેકાણે પહોંચાડી આપ્યા

ખરેખર સાધર્મ-ખરી પ્રભાવના આનુ નામ ' અત્યારે એક પ્રતિમાજીની જરૂરત પૂરી પાડવી મુશ્કેલ થઇ પડે છે કયા પોતાના ખર્ચે પ્રભુજી મોકલાવી પોતાના સ્વામીભાઇઓને સહાયતા આપવી અને ગુરૂમહારાજનો પ્રભાવ વધારવો અને કયા આજકાલ નકરાને નામે સેંકડો અને હજારો આપતા, ખુશામતો કરતા પણ પ્રતિમાજી કેવળ મમત્વને લઇ જરૂરતને સ્થાને ભંડારીઓ આપી શકતા નથી, અને કોઇ આપવાની ઉદારતા દાખવે છે તો મુલ માગ્યા "સા આપવા પડે છે, જે સાધારણ સ્થિતિના થોડા ઘરવાળા ગામડાઓને પરવડતુ નથી મહારાજશ્રી **પાલીતાણા** આદિ તીર્થોની યાત્રાનો લાભ લેતા **અનુક્રમે** ગ્રામાનુગ્રામ વિચરતા ગ્રામનગર પાવન કરતા **ખંભાત** પધાર્યા અત્રે પુસ્તક ભંડાર પ્રાચીન હોવાથી બધી સામગ્રી મળી શકે તેમ જાણી એક મહિના સુધી પોતે **ખંભાતમાં** જ રોકાણા અને આરંભ કરેલ " **અજ્ઞાન તિમિર ભાસ્કર** " નામના ગ્રંથની રચના સંપૂર્ણ કરી વિહાર કરી **સુરત** પધાર્યા

૧૯૪૨નુ ચોમાસુ **સુરત** કર્યું ચોમાસામાં અનેક ધર્મકાર્યો થયા જેમા ખાસ ધ્યાન ખેંચવાજોગ એક કાર્ય **લાડવાશ્રીમાળીને** શ્રી સંઘના નોકારસીના જમણમા ભેળા કરવાનુ હતુ જો કે તે વખતે આ કાર્ય થઇ શક્યુ ન્હોતુ પણ એ પ્રભાવશાળી પુરૂષનું વાવેલુ બીજ

અંતે ફળિભૂત થઈ ગયું અને આ વર્ષે જ **૧૯૯૦-૯૧** માં **લાડવાશ્રીમાળીનો** મેળાપ શ્રી સંઘે આનંદપૂર્વક કરી લીધો

**સુરતના** ચોમાસામાં **મુંબઈના** શ્રીસંઘની **મુંબઈ** પધારવાની ખાતર સાદર **સાગ્રહ** વિજ્ઞપ્તિ હતી, પણ ફરસના ન હોવાથી મુંબઈ પધારવું થયું નહીં—સુરત સુધીજ આ તરફ વિચરવું થયું

ચોમાસા પછી **સુરતથી** વિહાર કરી **ભરૂચ, મીયાગામ, વડોદરા, છાણી, ઉમેટા, બોરસદ, પેટલાદ, ખેડા, માતર** આદિ ગ્રામ નગરોમાં વિચરતા ઉપકાર કરતા **અમદાવાદ** પધાર્યા

અહીં **શ્રી સિદ્ધાચલજીના** કેસનું રાજ્યની સાથે સમાધાન થયાના સમાચાર મળ્યા ઘણા સાધુ અને શ્રાવકોની વિનતિથી **પાલીતાણા** ચોમાસું કરવાના વિચારથી **અમદાવાદથી** વિહાર કરી ક્રમથી **પાલીતાણા** પધાર્યા ૧૯૪૩ નું ચોમાસું **પાલીતાણા** ૨૪ સાધુની સાથે કર્યું. ચોમાસાની સમાપ્તિમાં શ્રી સંઘે હજારો માણસની મેદની સમક્ષ અત્યંત આદરપૂર્વક **આચાર્યપદથી** વિભૂષિત કર્યા ત્યારથી પોતે શ્રી આનંદવિજયજીના બદલે **શ્રીવિજયાનંદસૂરિજીના** નામથી પ્રસિદ્ધ થયા ચોમાસા પછી **પાલીતાણાથી** વિહાર કરી **શીહોર, વળા, બોટાદ, લીંબડી, વઢવાણ કેમ્પ, વઢવાણ શહેર, લખતર, વીરમગામ, રામપુરા** આદિ ક્ષેત્રોમાં વિચરતા **ભોયણીજી** પધાર્યા **શ્રીમલ્લિનાથ સ્વામીની** યાત્રા કરી **માંડળ** થઈ **રાધનપુર** પધાર્યા ૧૯૪૪ નું ચોમાસું ૨૨ સાધુઓ સાથે **રાધનપુર** કર્યું અત્રે **શ્રી આત્મારામજી** મહારાજે પોતાના વરદહસ્તે વૈશાખ શુદિ ૧૩ મે વર્તમાનમાં આચાર્ય **શ્રી વિજયવલ્લભસૂરિજીને** ઘણા જ આડંબરથી દીક્ષા આપી આ દીક્ષાનો ઠાઠ ઉત્સાહ વિગેરે **રાધનપુરીઓ** જ જાણે છે

**રાધનપુરના** શ્રી સંઘના ચોપડામાં તે સાલની નોંધ લેવામાં આવેલી છે જેમાં સ્વપ્નાની અને ઘોડિયા પારણાની બોલી સાધારણમાં લેવાનો નિર્ણય શ્રીસંઘે કરેલો છે

**રાધનપુરથી** ચોમાસા પછી વિહાર કરી **અમદાવાદ** પધાર્યા, જ્યાં **જુનાગઢના** સુપ્રસિદ્ધ ડાકતર **ત્રિભોવનદાસ મોતીચંદ** એલ એમ એન્ડ એસ, અમદાવાદના સુપ્રસિદ્ધ **ડાકતર સુલેમાન** (પાડુંગી) અને **શ્રીયુત નીલકંઠ** (મ્યુન્સિપલ)ના દેખરેખમાં મહારાજશ્રીનો મોતીઓ કાઢ્યો હતો જે બાબત **અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ, શેઠ દલપતભાઈ ભગુભાઈ** આદિ પ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થોની લગભગ હાજરીની સહિયારી શ્રીસંઘ **અમદાવાદના** તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું.

**અમદાવાદથી** વિહાર કરી **મહેસાણા** પધાર્યા અને ૧૯૪૫ નું ચોમાસું **મહેસાણામાં** ૫૬ર સાધુઓ સાથે કર્યું

અહીં **જૈન પ્રશ્નોત્તર** ગ્રંથની રચના કરી તેમજ **ડૉક્ટર હોર્નલની** સાથેનો પત્ર વ્યવહાર શરૂ થયો પોતે હમેશા ખાસ કરીને ચોમાસામાં તો જરૂર જ સાધુઓને વાચના આપતા હતા તે પ્રમાણે આ ચોમાસામાં **ઓઘનિર્યુક્તિની** વાચના આપી એ ઉપરાંત પોતે **સંશોધન અને**

સ્વાધ્યાયમા એટલા પ્રવીણ અને મગ્ન રહેતા કે જ્યારે જુઓ ત્યારે હાથમા વાચન, શોધન કે લેખન ક્રિયાના પાના તો હોય અને હોય જ. નવરા બેસવુ કે વાતો ને વાતોમા સમયનો વ્યય કરવો એ તો એમની પ્રકૃતિથી તદ્દન પ્રતિકૂલ જ હતુ ! એના જ પ્રતાપે પોતે સ્વ-પરશાસ્ત્રોના દોહનરૂપે **જૈન તત્ત્વાદર્શ, તત્ત્વનિર્ણયપ્રાસાદ**, જેવા મ્હોટા મ્હોટા ગ્રથો લખી શકયા

**મ્હેસાણાથી** ચોમાસા બાદ વિહાર કરી **વીસનગર, વડનગર** આદિ થઈ **શ્રીતારગાજી** તીર્થની યાત્રા કરી **પાલનપુર** પધાર્યા અહી સાત જણને દીક્ષા પોતાના હાથે આપી જુદા જુદા સાધુઓને શિષ્ય તરીકે સોંપ્યા પોતે એટલા બધા નિર્મોહી હતા કે પોતાના નામની દીક્ષા પોતે આપતાજ નહી

**શ્રી લક્ષ્મીવિજયજી** મહારાજ આદિ જે સ્થાનકવાસી સપ્રદાયમાથી પોતાની સાથે નીકળેલા તેઓને ગુરુમહારાજ **શ્રી બુદ્ધિવિજયજી** ( **બુટેરાયજી** ) મહારાજે એમના નિશ્રાયે એમના શિષ્ય તરીકે સોંપ્યા તે સિવાય પોતે પોતાના શિષ્ય તરીકે કોઈને પણ સ્વીકારેલ નહીં

**શ્રી લક્ષ્મીવિજયજી** મહારાજનો સ્વર્ગવાસ ૧૯૪૦મા **પાલી** શહેર (મારવાડ)મા થઈ ગયો જેથી **શ્રી ઉદ્યોતવિજયજી સુમતિવિજયજી, વીરવિજયજી, કાંતિવિજયજી** આદિને વડીદીક્ષા **શ્રીમૂલચદજી** મહારાજે **શ્રી આત્મારામજી** મહારાજના નામની આપી હતી **પાલનપુરથી** વિહાર કરી મારવાડ **પાલી** શહેરમા પધાર્યા પોતાના વડીલ ગુરુભાઈ **શ્રી મુક્તિવિજયજીગણી** પ્રસિદ્ધનામ **મૂલચદજી** મહારાજના હયાતી સુધી પોતે યોગ્ય હોવા છતા પણ પોતાના **સાધુઓને** પોતે વડીદીક્ષા આપતા નહોતા કિંતુ **શ્રી મૂલચદજી** મહારાજના પાસે જ અપાવતા હતા

**પાલીતાણાના** ચોમાસા પહેલા જેટલા નવા સાધુઓ થયા તે સર્વને **અમદાવાદ** મોકલી પોતાના વડીલ ગુરુભાઈના હાથે વડીદીક્ષા કરાવી પણ તે પછીના સાધુઓના માટે તેઓશ્રીનો વિયોગ થઈ ગયેલા એટલે ન છૂટકે **પાલી** મારવાડમા શ્રી **વલ્લભવિજયજી** ( વર્તમાનમા શ્રી **વિજયવલ્લભસૂરિ** ) આદિ સાધુઓને પોતે યોગોદ્વહન કરાવી પોતાના હાથે વડીદીક્ષા આપી. **પાલીથી જોધપુરના** શ્રીસઘની વિનતિને માન આપી ત્યા વધારે લાભ જાણી, વિહાર કરી **જોધપુર** પધાર્યા અને ૧૯૪૦ નુ ચોમાસુ **જોધપુરમા** કર્યુ એ રીતે **જોધપુરમા** ૧૯૩૪નુ અને ૧૯૪૦ નું એમ બે ચોમાસા કર્યા આ બે ચોમાસામા **જોધપુરમા** જે ધર્મ થયો તેનો ખ્યાલ કોઈ **જોધપુરના** અનુભવી ગૃહસ્થ પાસે આવે તો એના અનુમાન ઉપર આવી શકીએ કે જેની રીતે

**પ**

**૧૯૪૦ ના જોધપુરના** ચોમાસામા ...થી સરકારના તરફથી ભેટ તરીકે મળેલ **ઋગ્વેદનો** ... પોતે પોતાના બનાવેલ **તત્ત્વનિર્ણયપ્રાસાદ** ગ્રથમા આપી ...

**જોધપુરથી** ચોમાસા બાદ વિહાર કરી **બીઆવર, અજમેર** જયપુર, **અલવર**, આદિ ... વિચરતા વિચરતા **દિલ્હી** શહેર પધાર્યા કેટલોક સમય ત્યા રહી **પંજાબ** તરફ પોતાનો વિહાર લબાવ્યો, અને જમના પાર **બીનૌલી** આદિ ... થઈ **પાણીપત, સુનપત, થાનેશ્વર, કરનાલ** આદિમા વિચરી **અબાલા** શહેરમા પધાર્યા

**દીલ્હી** પંજાબનું નાકું અને **અંબાલા** શહેર પંજાબ દેશનું પહેલું મથક અહીં કેટલોક સમય રહી શ્રાવકોને ઉપદેશ આપી **શ્રી જિનમંદિરજી**ની તૈયારી કરાવી

**અંબાલા** શહેરથી વિહાર કરી **લુધીઆના** શહેરમાં પધાર્યા આ પંજાબમાં જાતી રેલ્વે લાઈનના હિસાબે પંજાબનું બીજું મથક એટલે પોતે ઉપદેશ આપી જે ક્ષેત્રો તૈયાર કર્યા તેમાં **અંબાલા**ના હિસાબે બીજું ક્ષેત્ર

અહીંના શ્રી સંઘની ચોમાસા માટે વિનંતિ ઘણી હતી તો પણ **માલેરકોટલા**ના શ્રી સંઘની વિનંતીને માન આપી ૧૯૪૭નું ચોમાસું **માલેરકોટલા**માં કર્યું અહીંનો શ્રીસંઘ અગ્રવાલ જાતિના ભાઇનો જ ગણાય છે આ ચોમાસામાં કેટલાક ક્ષત્રિયોને તેમજ સુતાર, મુસલમાન આદિ ભાઇયોને **જૈન** અને **જૈન** ધર્મના રાગી બનાવ્યા

અહીંના અગ્રવાલ શ્રી **જૈન**સંઘના અગ્રેસરોએ **શ્રી જિનમંદિર** તૈયાર કરાવ્યું **હતું** અને તેમાં રાજ્યના તરફથી યોગ્ય મદદ અને પરવાનગી મેળવી પ્રભુ પધરાવી દીધેલા હોવાથી રાજ્યની કરાવેલી પ્રતિષ્ઠા તરીકે માની ફરીથી પ્રતિષ્ઠા કરાવવાની જરૂરત ન સમજી, પોતે વાસક્ષેપ કરી શ્રી સંઘના દિલનો ઉત્સાહ વધાર્યો

પોતાના હાથનો **પ્રથમ** વાસક્ષેપ આ ક્ષેત્રમાં હોવાથી એમના હાથની આ પહેલી પ્રતિષ્ઠા માનવામાં વાંધો જણાતો નથી

ચોમાસા બાદ વિહાર કરી **જીરા** પધાર્યા. ત્યાંથી **પટ્ટી**, કસુર થઇને **અમૃતસર** જે **પંજાબ**માં શિખોની નગરીના નામથી પ્રાયઃ પ્રસિદ્ધ છે અને જે શિખ લોકોનું આ એક મ્હોટું **તીર્થ**ધામ ગણાય છે. ત્યાં પધાર્યા અહીં શીખોનું ગુરૂમંદિર જોવાલાયક મનાય છે

અહીંના શ્રી **જૈન**સંઘે **શ્રી જિનમંદિર** તૈયાર કરાવ્યું હતું તેની પ્રતિષ્ઠા વૈશાખ શુદિ ૬ ની પોતે કરી હતી આ એમના પોતાના ક્ષેત્રમાં પોતાના હાથે પોતાની દેખરેખમાં પહેલી પ્રથમ પ્રતિષ્ઠા થઇ કહેવાય **વડોદરા**નિવાસી શેઠ **ગોકળભાઈ દુલ્લભદાસ** અને ગાંધી **ન્હાનાભાઇ હરજીવનદાસે** પ્રતિષ્ઠાની ક્રિયા કરાવવા નિમિત્તે હાજરી આપી હતી

**પંજાબ**માં ધુમધામથી આ પહેલી પ્રથમ પ્રતિષ્ઠા હોવાથી બીજા શહેરોના ભાઇઓ પણ આમંત્રણ પત્રિકાને માન આપી સારા પ્રમાણમાં એકઠા મળ્યા હતા આ પ્રસંગનો લાભ લઇ, સમયના જાણકાર હોવાથી, આગળને માટે એકધારી પ્રગતિ થાતી રહે અને ન્હાના-મ્હોટા સર્વ ક્ષેત્રોમાં નિર્વાહ થઇ શકે આવા હેતુથી દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી એકત્ર મળેલ પંજાબના શ્રી **જૈન**સંઘને ઉપદેશદ્વારા સૂચના કરી જે સૂચનાને માન આપી પંજાબના શ્રી સંઘે સંઘના ઠરાવને નામે કેટલાક ઠરાવો પાસ કર્યા, જેમાંના ખાસ જાણવા લાયક કેટલાક ઠરાવો નીચે જણાવવામાં આવે છે

સાધુસાધ્વીયોના દર્શનાર્થે આવતા સ્વામી ભાઇઓની, જે જુદી જુદી જાતની મિઠાઇઓ પીરસી ભક્તિ કરવામાં આવે છે, તે રિવાજ હમેશાં નભી શકે એ અશક્યવત્ છે. તેમજ ન્હાના ગામડાઓમાં વસ્તુ ન મળી શકવાથી ત્યાંના આપણા સ્વામીભાઈઓને ઘણી હેરાનગતિ ભોગવવી

પડે છે. વળી દરેક જાતની જુદી જુદી મિઠાઈઓનું સાધન દરેકથી પૂરું થઈ શકે એ પણ માની શકાય નહિ જેથી આપણા ઘણા સ્વામીભાઈઓ ગુરુમહારાજના દર્શનાર્થે આવેલા સ્વામીભાઈઓની ભક્તિનો લાભ ન લઈ શકે એ દેખીતું છે જો કદાપિ એ લાભ લેવા ચાહે તો તેને આપણા ચાલતા રિવાજ મુજબ જરૂર ખેંચાવું પડે જે ઇચ્છવાજોગ નથી માટે આપણા પરમપૂજ્ય પરમોપકારી ગુરુદેવની ઉપદેશદ્વારા થયેલી સૂચના મુજબ આજથી આપણે બધાય **પંજાબના** શ્રીસંઘ તરીકે એ ઠરાવ પાસ કરીએ છીએ કે —

૧ " શ્રી ગુરુમહારાજના (સાધુ સાધ્વીના) દર્શનાર્થે આવેલા સ્વામીભાઈઓના દાળરોટી, દાળપૂરી શાકભાજી વગેરેથી આપણા રોજના ખાવાના રિવાજ પ્રમાણે પ્રેમપૂર્વક ભક્તિ કરવી એટલે કે આજથી હવે મિઠાઈનો રિવાજ બંધ કરવામાં આવે છે "

૨ પ્રતિષ્ઠા જેવા મહાન્ ઉત્સવના પ્રસંગે ત્રણ દિવસ–(વરઘોડાનો, પ્રતિષ્ઠાનો અને એના આગલાના) મિઠાઈ પીરસવી તે પણ એક જ વખત, ચાહે તો સવારે અને ચાહે તો સાંઝના આ સિવાયના દિવસોમાં કેવળ દાળફુલ્કી આદિ સાદા ભોજનથી ભક્તિ કરવી

૩ દીક્ષા પ્રસંગે ફક્ત એક જ દિવસ અને તે પણ એક જ ટંક મિઠાઈ પીરસવી બાકી સાદી રસોઈ

૪ સાધુ–સાધ્વીના સ્વર્ગવાસના પ્રસંગે કેવળ દાળફુલ્કી આદિ સાદા ભોજનથી સંતોષ મનાવવો

૫ આવા ધાર્મિક પ્રસંગોએ એકઠા થયેલા ભાઈઓ કે બાઈઓએ સાંસારિક વ્યવહારને વધારે માન ન આપવું એટલે કે પરસ્પર સાસરિયા, પીહરિયા મળતા એક–બીજાને અમુક ભેટણું આપવાનો રિવાજ છે. તે આવા ધાર્મિક પ્રસંગે બંધ સમજવો કેવળ પોતાના જમાઈને કે પોતાની છોકરીને આપવાની છૂટ છે તે પણ એક રુપિયો નગદ અથવા એક રુપિયાની અમુક કોઈ પણ ચીજ એ સિવાય બીજું કાંઈ પણ આપવું નહીં ઇત્યાદિ

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે પોતે કેટલા બધા વ્યવહાર કુશળ અને સમયજ્ઞ હતા વૈશાખ શુદિ ૬ સંવત ૧૯૪૮ ના **અમૃતસરમાં** પ્રતિષ્ઠા થઈ એ પછી ત્યાંથી વિહાર કરી **જંડિયાલા ગુરૂ** થઈ પોતે **પટ્ટી** (જીલ્લા **લાહોર**) પધાર્યા અને ૧૯૪૮નું ચોમાસું ત્યાં જ કર્યું ચોમાસા બાદ વિહાર કરીને **બિયાસા** નદી પાર **જીરા** (જીલ્લા ફિરોજપુર) પધાર્યા

અહીંનું શ્રી જિનમંદિર તૈયાર થયેલું હતું તેની પ્રતિષ્ઠા માગશર શુદિ ૧૧ની કરી આ ત્રીજી પ્રતિષ્ઠા **માલેરકોટલા** સાહત સમજવી અત્ર **અરૂચ** નાહેરનિવાસી સુપ્રસિદ્ધ શેઠ **અનોપચંદ મલુકચંદ** સહકુટુંબ સ્ફાટિકના પ્રતિમાજીની અંજનશલાકા કરાવવાને આવ્યા હતા શ્રી આચાર્ય મહારાજે તેમની ઇચ્છા પૂર્ણ કરી *

આ શ્રી મહારાજજી સાહેબના હાથે પહેલવહેલી અંજનશલાકા થઈ

અહીંથી વિહાર કરી **નકોદર**, **જલંધર** આદિ ક્ષેત્રોમાં વિચરતા **હોશિયારપુર** પધાર્યા અત્રના નિવાસી લાલા **ગુજ્જરમલ** ઠકારે પોતાના ખર્ચે ઘણું સરસ ભવ્ય જિનાલય તૈયાર

---

*આ શેઠને શ્રી આત્મારામજી મહારાજ પ્રત્યે બહુ ભાવ હતો એ એમના ચૈત્યવંદન ચોવીશી અને પ્રશ્નોત્તર રત્નચિંતામણિ નામક ગ્રંથ જોવાથી માલૂમ પડશે

કરાવ્યુ હતુ તેની પ્રતિષ્ઠા ઘણા જ આડબરથી પોતે ચરણીએ જ કરાવી આ પ્રતિષ્ઠા મહારાજશ્રીએ ૧૯૪૮ માહા શુદિ પાચમને દિવસે કરી આ દેરાસરનુ આખુ શિખર સોનાના પત્રાથી મઢાવેલ છે જે **ગોલ્ડન ટેમ્પલ** ( સોનાના મદિર ) તરીકે પ્રસિદ્ધ છે આસપાસના ક્ષેત્રામા વિચરી સવત્ **૧૯૪૯**નુ ચોમાસુ શ્રી સઘના અતિ આગ્રહથી **હોશિયારપુર**મા કર્યુ

ચોમાસા બાદ વિહાર કરી **જલધર**, **વેરોવાલ** આદિ ક્ષેત્રામા વિચરતા **જડિયાલાગુરૂ** (જીલ્લા અમૃતસર) પધાર્યા **ચીકાગો** ( અમેરિકા )ની **સર્વધર્મ** પરિષદનુ આમત્રણ મળવાથી **એક** ×નિબધ અને પોતે તૈયાર કર્યો અને ત્યાથી **અમૃતસર** જઈ તાકીદે **વીરચદ રાઘવજી ગાંધી** બાર એટ લોને પોતાના પાસ બોલાવી પોતાનો લખેલો નિબધ વચાવી સમજાવી કેટલુક યોગ્ય શિક્ષણ આપી પોતાના પ્રતિનિધિ તરીકે તૈયાર કર્યા સાધુની મર્યાદા બહાર દેશમા જઈ ન શકવાથી **મુબઈના** શ્રી સઘની મારફતે **વીરચદ**ગાધીને **ચીકાગો**ની સર્વધર્મ પરિષદમા મોકલ્યા. **અમૃતસરથી** પાછા **જડિયાલા** ગુરૂમા પધાર્યા અને સવત ૧૯૫૦નુ ચોમાસુ ત્યા કર્યુ ચોમાસા બાદ પણ કેટલોક સમય પગના દર્દને કારણે **જડિયાલા** ગુરૂમા રહેવાનુ થયુ આ વખતે શ્રી કમળવિજયજી, શ્રી વીરવિજયજી શ્રી કાતિવિજયજી મહારાજ પોતાના શિષ્યો સહિત **૧૯૫૦**નુ ચોમાસુ **ગુજરાવાલા** શહેરમા કરી ચોમાસા બાદ ત્યાથી વિહાર કરી **જડિયાલાગુરૂ**મા શ્રી આચાર્ય મહારાજના દર્શનાર્થે આવી પહોચ્યા

અત્ર સ્થિરતા જાણી નવીન સાધુઓની વડીદીક્ષાના યોગોદ્વહન માટે શ્રી આચાર્ય દેવને પ્રાર્થના કરવામા આવી શ્રી આચાર્ય મહારાજે પ્રાર્થનાનો સ્વીકાર કરી શ્રી **વીરવિજયજી** (ઉપાધ્યાયજી) મહારાજના શિષ્ય **દાનવિ૦**, (વર્ત્તમાનમા આચાર્ય **વિજયદાનસુરિ**) શ્રી **કાંતિવિજયજી** (પ્રવર્ત્તકજી) મહારાજના શિષ્ય **ચતુરવિ૦**, અને **લાભવિ૦**, શ્રી ઉદ્યોતવિજયજી મહારાજના શિષ્ય કર્પૂરવિ૦, શ્રી **હસવિજયજી** મહારાજ (શાતમૂર્તિ) ના શિષ્ય **તીર્થવિ૦**, શ્રી **વલ્લભવિજયજી**(વર્ત્તમાનમા **વિજયવલ્લભસુરિ**) ના શિષ્ય **વિવેકવિ૦** આદિને જડિયાલામા યોગોદ્વહન કરાવી **પટ્ટી**મા જઈ ઉપસ્થાપનીય ચારિત્ર (વડીદીક્ષા) આપી

આ પ્રસગ એમના જીદગીમા બીજી વખતનો આવ્યા

પ્રથમના પ્રસગ **પાલી શહેર** ( મારવાડ )મા શ્રી **હર્ષવિજયજી** મહારાજના શિષ્ય **વલ્લભવિ૦**, (વર્ત્તમાનમા **વિજયવલ્લભસૂરિ**) શુભવિ૦, (તપસ્વી) અને **મોતીવિ૦**, શ્રી **કમળવિજયજી** મહારાજ ( મરહુમ આચાર્ય શ્રી **વિજયકમળસૂરિ** ) ના શિષ્ય **જસવિ૦**, શ્રી **હીરવિજયજી** મહારાજના શિષ્ય **લબ્ધિવિ૦**, શ્રી **પ્રેમવિજયજી**ના શિષ્ય **જ્ઞાનવિ૦**, અને **માનવિ૦**, એમ સાત સાધુઓને વડીદીક્ષા આપી હતી જેમાના **વલ્લભવિ૦, (** વિજયવલ્લભસૂરિ ) **લબ્ધિવિજયજી** અને શ્રી **માનવિજયજી** વિદ્યમાન છે, ત્યારે બીજા પ્રસગના સાધુઓમાથી દાનવિ૦ ( વિજયદાનસૂરિ ), શ્રી **ચતુરવિજયજી** અને શ્રી **વિવેકવિજયજી** હયાત છે **પટ્ટી**ના શ્રી સઘની વિનતિને માન આપી શ્રી **વીરવિજયજી** મહારાજ, શ્રી **કાંતિવિજયજી** મહારાજજી આદિને **પટ્ટી**મા ચોમાસુ કરવાની આજ્ઞા આપી પોતે શ્રી **જીરા**ના સઘની ચોમાસાની વિનતિને માન આપી **જીરા** (જીલ્લા ફિરોજપુર) મા

---

× આ નિબધ **ચીકાગો પ્રશ્નોત્તરના** નામે પ્રગટ થએલ છે

પધાર્યા અને સવત્ ૧૯૫૧ નુ ચોમાસુ જીરામા કર્યું આ ચામાસામા તત્ત્વનિર્ણયપ્રાસાદ ગ્રથની શરૂઆત કરી ચોમાસા બાદ પટ્ટીનુ દેહરાસર તૈયાર થઈ ગયુ હતુ તેની પ્રતિષ્ઠાને માટે પટ્ટીના શ્રીસંઘની વિનતિને માન આપી આપ પટ્ટી પધાર્યા અને સવત્ ૧૯૫૧ માઘ શુદિ ૧૩ શે પ્રતિષ્ઠા કરી સાથે કેટલાક નવીન જિનબિબના અજનશલાકા પણ કરી આ પાચમી પ્રતિષ્ઠા અને બીજી વખતના અજનશલાકા એમના હાથે થઈ પટ્ટીથી અબાલા શહેરના શ્રીસઘની અતિ આગ્રહભરી વિનતિને માન આપી જુદા જુદા ક્ષેત્રામા વિચરી અબાલા શહેર પધાર્યા અને સંવત્ ૧૯૫૨નુ ચામાસુ અબાલા શહેરમા કયુ

ચામાસાની સ્થિતિ હોવાથી શ્રીસઘને પ્રતિષ્ઠા નિમિત્તે જે જે તૈયારીઓ કરવાની હતી તે ધીરજ અને શાતિથી કરી લીધી જેમા ખાસ તૈયારી સરકારી આજ્ઞાની હતી કારણ કે કેટલાક વાણુવો જૈનધર્મના સાથે અગત દ્વેષ રાખનાર પ્રતિષ્ઠામા વિઘ્ન કરતા નજરે આવવાથી સરકારમા અરજી આપી આખા નગરના રજામદીથી સર્વના અનુકૂળતા મેળવી માગશર શુદિ પુનમને દિવસે ગુરૂદેવના હાથે આનન્દપૂર્વક શ્રી જિનમદિરની પ્રતિષ્ઠા કરાવી

એમના હાથની આ છઠ્ઠી પ્રતિષ્ઠા થઇ આ પ્રતિષ્ઠા સમયે અબાલાના શ્રીસઘે જેટલી ધામધુમ કરી હતી તેટલી બીજી કોઈ પ્રતિષ્ઠા સમય પજાબમા થઈ નથી અને થવાની આશા પણ નથી

આ પ્રતિષ્ઠા સમયે શહેરના તમામ જનતા એકી અવાજે શ્રી આચાયદેવને જોઈ આનન્દના ઉદ્‌ગારો કાઢતી હતી જે લોકો વિરોધ કરનાર હતા તેઓ પણ શાત થઇ ગયા, એ એમના તપ તેજના પ્રભાવ હતો વ્યવહારકુશળ ગુરુદેવની છત્રછાયા નીચે વ્યવહારકુશળતાનુ કામ થાય અને તેના પ્રભાવ જનતાના હ્રદયને આકર્ષણ કરે એ સ્વાભાવિક છે અંબાલાના શ્રી સઘે સમયાનુસાર શહેરના તમામ ધર્મસ્થાનોમા—પછી તે હિદુનુ હોય કે મુસલમાનનું હોય કોઇ પણ જાતના ભેદભાવ સિવાય એક–એક લાડુ અને અમુક નગદ રકમ શ્રી જૈન મંદિરની પ્રતિષ્ઠા થવાની ખુશાલી નિમિત્તે ભેટ કરેલ જેથી જૈનો કરતા પણ બીજાઓનો આ ઉત્સાહ પ્રતિ ઘણો સુન્દર હાર્દિક સદ્‌ભાવ માલૂમ પડતો હતો જેનુ એક સુદર ઉદાહરણ આપવુ યોગ્ય જણાય છે

ઉત્સવના દિવસોમા એક દિવસ, રથયાત્રા તથા જળયાત્રાના વરઘોડા પહેલા, પજાબ દેશની પરિસ્થિતિ મુજબ આકાશમા એકદમ વાદળા ચડી આવ્યા, કાળી ઘટા ચોમેર છાઇ ગઇ, નાના નાના છાટાઓ પણ આવવા લાગ્યા

આ સમયે શ્રી આચાય દેવ કેટલાક સાધુઓની સાથે સ્થડિલભૂમિ ગયા હતા ત્યાથી પાછા વળી ગામમા આવતા હતા એવામા ત્રણ–ચાર મુસલમાન ભાઇઓ આગળ આગળ વાતો કરતા ચાલતા હતા એઓને ખબર નહીં કે પાછળ કોઇ આવે છે એઓનો આપસમા ચાલતો વાર્ત્તાલાપ સાભળવાની ઈચ્છાથી મહારાજ સાહેબે પોતાની ચાલને જરા ધીમી કરી દીધી આગળ ચાલતા મુસલમાન ભાઇઓનો વાર્ત્તાલાપ ધ્યાનપૂર્વક શ્રવણ કર્યો, જેમા એ સાર હતો કે એક ભાઇએ કહ્યું કે આ ઘેરાયેલા વાદળા જો તૂટી પડશે તો જૈનોના ઉત્સવનુ ભગાણ પડી જશે અને નુકશાન થશે તે જુદુ એ ઉપરાંત ઉત્સવનો જેટલો ઉત્સાહ છે તે બધો નિરુત્સાહમા પરિણત થઇ જશે

ત્યારે સાથેના બીજા ભાઈએ કહ્યુ કે વાત ખરી છે પણ એઓના સારા કિસ્મતે એવણના ઓલીયા પીર (ગુરૂ) ની હાજરી છે એટલે લાભ નુકશાન થવાની વકી નથી એ સાભળી તરતજ એક ત્રીજા ભાઈના મુખમાથી અચાનક શબ્દ નીકળી આવ્યા કે **या खुदा मेहेर कर यह काम बाबा आत्मारामका है जिसने हिन्दु मुसलमानोको एकसी निगासे देखा है। इसके काममें हरज्जा कभी भी नहीं होना चाहिये.** એટલામા એવણનો રસ્તો બદલાણો તેઓ પોતાના રસ્તે ચાલ્યા ગયા અને શ્રી આચાર્યદેવ ઉપાશ્રયે પધાર્યા આ સમયે **લાલા ગગારામ-આદિ અબાલાના** શ્રીસઘના ત્રણ-ચાર મુખિયા આદમી ગભરાયેલા ઉદાસ ચહેરે આવી શ્રીગુરૂદેવના ચરણોમા નમસ્કાર કરી એકદમ ડુસકા ભરી રોવા લાગ્યા આ દશ્ય જોઈ કરૂણાસાગર શ્રી આચાર્યદેવે આશ્વાસન આપી કહ્યુ **क्या है? क्यों गाभरे हुए आये हो? और क्यों इस तरह बालकोंकी तरह रोते हों?** જવાબમા **લાલા ગંગારામજી** આદિએ હાથ જોડી ગળગળા થઈ વાદળા તરફ આગળી કરી વિનતિ કરી કે ગુરૂદેવ! **यह काले काले बादल हमारे उत्साहका नाश कर रहे हैं। हमारी सारी मिहनत बरबाद हो रही है। अगर येह काले बादल जो इस वक्त बारीक बारीक बूदे छोड रहे हैं और मुशलधार वर्षा करनेका तैयार हो रहे है तूट पडे तो बस, हमारा कोई ठिकाना नहीं है! इस वक्त आपके चरणोका ही शरण है इतना कहते ही गिडगिडा कर चरणोंमें पड गये।**

શ્રી આચાર્ય ભગવાને પોતાના હાથે એઓને ઉઠાવીને કહ્યુ કે **श्रीशासनदेवकी कृपासे सब ठीक हो जायगा। गाभरो नहीं। जाओ अपने २ प्रतिष्ठाके काममे लग जाओ। हमतो क्या तुमारे लिए मुसलमान भी खुदाकी प्रार्थना कर रहे है** કહીને રસ્તાની બધી હકીકત તેઓને સભળાવી દીધી જેથી આવેલા ભક્તજનો શાત થઈ શ્રીઆચાર્યદેવની અને શાસનદેવની જયધ્વનિ કરતા પોતાના કાર્યોમા મશગૂલ થઈ ગયા

આખી રાત વાદળોની ઘટા પર ઘટા આવે અને વિખરાઈ જાય આ તરફ લોકોના દિલ પણ એ જ રીતે અદલબદલ થતા જાય આમ કરતા કરતા સવારનો વખત આવી પહોચ્યો એક એવી સુદર ઠડી પવનની લહેર આવી કે વાદળાઓનુ નામનિશાન પણ રહેવા નહિ પામ્યુ

ધીરે ધીરે પ્રકાશની સાથે સૂર્યનારાયણના કિરણોએ પોતાનુ સામ્રાજ્ય પસારી દીધુ લોકોના મનરૂપ કમળો પ્રફુલ્લ થઈ આવ્યા જલુસ ( વરઘોડો ) ની તૈયારી થઈ એટલામા એક અચાનક વાદળી જોતજોતામા થોડો છટકાવ કરી અદશ્ય થઈ ગઈ લોકોને આશ્ચર્યનો પાર નહિ રહ્યો દરેકના મુખમાથી એક જ અવાજ નીકળવા લાગ્યો કે પ્રભુની સવારી નીકળવાની હોઈ રસ્તા સાફ થઈ ગયા આ વખતની ઘટના જેઓએ જોઈ હતી તે વખતે તેઓના અતકરણ પણ બહારની સડકોની માફક ધોવાઈને નિર્મળ થઈ ગયા હતા

આનદોત્સાહથી પ્રભુની જળયાત્રા-રથયાત્રા થઈ ગઈ. આગલે દિવસે પ્રભુ ગાદી ઉપર બિરાજમાન થયા પ્રતિષ્ઠા થઈ ગઈ, શાન્તિસ્નાત્ર થઈ ગયુ લોકો વિખરાઈ ગયા. શ્રીઆચાર્ય મહારાજે પણ વિહાર કરી દીધો લોકો જેમના તેમ પોતાના કામધધે લાગી ગયા દેશના રીવાજ મુજબ આ દિવસોમા વર્ષાની જરૂરત તો ખરી પણ આવેલા વાદળા વરસ્યા વગર ખાલી ચાલ્યા ગયા એટલે માનો રીસાઈ ગયા હોય તેમ **અંબાલા શહેરની આજુબાજુના પ્રદેશમાં** વર્ષા બાપ

પણ અંબાલા શહેરમા કે એની હદમા વર્ષા થાય જ નહી વાદળા આવે અને ચાલ્યા જાય. આથી લોકોના દિલમાં ઉચાટ થવા લાગ્યો વાતોમા ને વાતોમા કોઇ અનુભવી ઘરડા આદમીએ કહ્યુ કે—ભાઇ તમને યાદ નથી ? પ્રતિષ્ઠા વખતે કહેવા વાદળા ચઢીને આવ્યા હતા પણ બધાય વરસ્યા વગર ખાલી ચાલ્યા ગયા હતા તે યાદ છે કે ? લોકો કહેવા લાગ્યા–હા દાદા, વાત તો ખરી છે પણ એનુ કાઇ કારણ ? દાદાએ જવાબ આપ્યો કે તમો ન સમજો, તેમ તમને આજકાલના જવાનીયાઓને એની શ્રદ્ધા પણ ન હોય એક જવાનીઆએ હસ્તે ચહેરે કહ્યુ એમકે ? ત્યારે દાદા તમેજ કાંઇ કરી બતાવોને ? દાદાએ જવાબ વાળના કાવકુ મોઢુ કરી કહ્યુ કે ભલે ભાઈ તમે માનો કે ન માનો પણ મ્હારો આત્મા તો માની રહ્યો છે કે પ્રતિષ્ઠા સમયે જે મુહૂર્ત્તનો ઝડો રોપાણો છે એ જ્યા સુધી ઉખાડવામા નહી આવે ત્યા સુધી આપણી હદમા વર્ષા થાય એ બનવુ કઠણ છે માટે તમો પાચ આદમી મળીને લાલા ગગારામ આદિ જૈનોના મૂખીઆઓને મળો અને કહો કે લાલાજી ! તમારો ઉત્સવ નિર્વિઘ્ન શાતિની સાથે ઘણા જ હર્ષભેર થઇ ગયો, શહેરના લોકોને દ્રવ્યે અને ભાવે લાભ પણ ઘણો સારો થયો. તમારૂ સવ કાર્ય થઇ ગયુ છે હવે કોઇ કામ બાકી રહ્યુ નથી તમારા ગુરૂમહારાજ પણ વિહાર કરી ગયા. હવે તો તમારા મુહૂર્ત્તના ધ્વજ (ઝડા) ની જરૂરત જણાતી નથી માટે મહેરબાની કરીને એ ઝડો ઉખાડી લેવામા આવે તો ઠીક લોકોનુ માનવુ છે કે જ્યા સુધી ઝડો ઉભો રહેશે ત્યા સુધી આપણી હદમા વર્ષા થવાની નથી અને એ તો તમો પોતે પણ જોઇ રહ્યા છો કે આજુબાજુ સર્વત્ર વર્ષા થઇ રહી છે અને આપણી હદમા વાદળા આવીને વરસ્યા વગર ખાલી ને ખાલી ચાલ્યા જાય છે–ઇત્યાદિ વૃદ્ધ દાદાનું આ શાતિભર્યુ , ન્યાય અને યુક્તિપુરસ્સરનુ કથન સાભળનારાઓના ગળે ઉતર્યું અને તે જ વખતે પાચ–સાત આદમી લાલા ગગારામજીને મળ્યા સર્વ હકીકત જાહેર કરી જવાબમા લાલા ગંગારામજીએ કહ્યુ કે ઘણી ખુશીની સાથે શહેરના ભાઇઓની મહેરબાની અને મીઠી નજરથી અમારૂં સર્વ કામ ધાર્યા કરતા પણ સરસ થઇ ગયુ છે. હવે અમારે ઝડાની જરૂરત નથી શ્રીગુરૂમહારાજ આજકાલ લુધીઆનામા બિરાજમાન છે ત્યા જઇ તેમની સલાહ લઇ જે વિધિથી ઝડો ઉખાડવો યોગ્ય હશે તે કરવામા આવશે બનતા સુધી આવતી કાલે જ એનો પ્રબધ થઇ જશે હુ આજે જ લુધીઆના જઉ છુ અને કાલે સવારે પાછો આવી જઇશ આપ ખુશીથી પધારો કહી આવેલા સજ્જનોને વિદાય કર્યા અને પોતે લુધીઆના જવાને રેલ ઉપર ગયા

લુધીઆના જઇ શ્રીગુરૂદેવના આગળ સર્વ વૃત્તાત કહી સભળાવ્યો અને ધ્વજને માટે ખુલાસો માગ્યો શ્રીઆચાર્ય ભગવાને હસ્તે ચેહરે જવાબ આપ્યો કે બિચારા ભોળા લોકો એમના મનમા એમકે મહારાજે વરસાદને બાધ્યો હશે અસ્તુ હવે એ ઝડાની તમને કાઇ જરૂરત નો નથી તો ખાલી લોકોને શા માટે વ્હેમમા નાખવા ? તમને તમારો અવસર જોઇ લેવો ઘટે છે લાલા ગંગારામજી પોતાનુ કર્ત્તવ્ય સમજી ગયા ગુરૂદેવને વદન કરી પોતે અંબાલા આવી આપણા સાથીભાઇઓને એકઠા કરી મતલબ જણાવી દીધો અને જાણકાર ભાઇને સાથે લઇ ધ્વજને વિસર્જન કર્યો મેસમેરીઝમને જાણવાવાળા સમજી શકે છે કે ઘણાઓના મનની એકાગ્રતા ઘણું કરી શકે છે દૈવી ઘટના એકદમ એવી થઈ ગઇ કે ધ્વજ ઉતરતા જ વાદળા એકઠા મળી એકદમ વરસવા લાગ્યા લોકોના મનમા એ વખતે સચોટ પ્રભાવ પડી ગયો આજ પણ કોઇ પ્રસગ ઉભો થતા તે વખતના અનુભવીઓના હૃદયમા સ્ફુરણા થઇ આવે છે

લુધીઆનામા આપ થોડોક સમય રહ્યા એ અરસામાં લુધીઆનામા શ્રી

જિનમંદિરની તૈયારી **લુધીઆનાના** શ્રીસંઘે જોશભેર શરૂ કરી આ વખતે **એક જૈનેતર** ભાઈ કે જે જાતે ક્ષત્રિય હોવાથી શ્રીઆચાર્યદેવના પ્રતિ માનભરી લાગણી ધરાવતા હતા કારણ કે શ્રીઆચાર્ય મહારાજ પોતે એમની જાતિના જ હતા તેણે કહ્યું કે મહારાજ આપ આ બધા મંદિરો તૈયાર કરાવો છો પણ એના પૂજવાવાળાઓને પેદા કરનાર **સરસ્વતી મંદિરનો** પણ આપે વિચાર કરવો જોઈએ એ વખતે શ્રીઆચાર્યદેવના મુખકમળથી સુવાસનારૂપ એવા સુંદર વચન નીકળ્યા કે- **भाई प्यारे! तुमारा कहना खरा है। मैं इस बातको खूब समझता और शोचता हु। सबसे पहिले** ( શ્રાવકોના તરફ આગળી કરીને ) **मैं इन श्रद्धालुओंकी श्रद्धाको पुष्ट और पक्की करोनेके लिए श्रीजिनमंदिरकी जरूरत समझता हुं सो करीब करीब यह काम पूर्ण हो गया है। कहीं कहीं बाकी है तो वह भी धीरे धीरे हो जायगा। अब मेरी यही इच्छा है कि सरस्वती मंदिर भी तैयार होना चाहीये और मैं इसी कोशीशमे हुं। यह काम पंजाबमे गुजरांवालामें हो सकता है। मैं अब उसी तर्फ जा रहा हुं। अगर जिंदगी रही तो वैशाखमे सनखतरा (जिला स्यालकोट) में श्रीजिनमंदिरकी प्रतिष्ठा कराकर गुजरांवाला जा कर यही काम हाथमे लूंगा।**

**લુધીઆના**થી વિહાર કરી **જલંધર, જંડિયાલા, અમૃતસર, નારોવાલ** થઈ આપ **સનખતરા** પધાર્યા અને ૧૯૫૩ વૈશાખ શુદિ પૂનમના ત્યાંના શ્રીજિનમંદિરની પ્રતિષ્ઠા કરી અહીં **કપડવંજથી** તેમજ **શ્રી સિદ્ધાચલજી** આદિ સ્થળોથી આવેલ પાંત્રીસ શ્રીજિનબિંબની **અંજનશલાકા** પણ પોતે કરી આ સાતમી **પ્રતિષ્ઠા** અને ત્રીજી **અંજનશલાકા** આપના હાથે થઈ. પ્રતિષ્ઠા બાદ **સનખતરા**થી વિહાર કરી આપ **ગુજરાંવાલા** પધાર્યા અને દુર્દૈવના યોગે તત્કાળજ એઓ આપણાથી જુદા થઈ ગયા એટલે કે ૧૯૫૩ ના જેઠ શુદિ સાતમ ઉપર આઠમ મંગળવારની મધ્યરાત્રિએ આપ અંતિમ શ્વાસોશ્વાસરૂપ **અર્હન્** શબ્દ ઉચ્ચારતા સ્વર્ગ સિધાવી ગયા

**સરસ્વતીમંદિર**ની ધારણા પોતાની હયાતીમાં પોતે કાર્યરૂપમાં પરિણત કરી શક્યા નહિ પણ **સરસ્વતીમંદિર**ની ભાવના પ્રગટ કરેલી તે વખતે હાજર રહેલ **વ્યક્તિના** પ્રયાસથી **પંજાબમાં** પ્રાય દરેક સ્થાનોમાં નાના-મોટા રૂપમાં **સરસ્વતીમંદિર**ની શાખા જોવામાં તો આવે છે જેમાં ખાસ કરીને શ્રી **આત્માનંદ જૈન હાઇસ્કૂલ અંબાલાસીટી** અને શ્રી **આત્માનંદ જૈન ગુરૂકુલ ગુજરાંવાલા** એ બે સ્થળે વધારે પ્રચાર જોવામાં **આવે** છે શ્રીમહારાજ **સાહેબના સ્વર્ગવાસ** પછી એમના દેહસંસ્કારને માટે મળેલ **પંજાબના** શ્રીસંઘમાં **બાબૂ મતાબરાયજી અગ્રવાલ દીલ્હી**નિવાસીની તે વખતની સલાહ બહુજ લાભકારી જાણવામાં આવી છે

એઓએ **વહુભવિ**૦ની આગળ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કર્યો કે હું **અગ્રવાલ દિગંબર જૈન** છું છતાં મહારાજ **સાહેબ**ને પોતાના ગુરૂમહારાજ તરીકે માનું છું, એ તો આપને સુવિદિત જ છે તો શ્રીગુરૂમહારાજના ઉપકારના બદલામાં આપણે એમની યાદગારી હમેશાને માટે એવી તૈયાર કરવી જોઈએ કે ગમે તે એક વાતથી પણ એઓની યાદ આપણને આવતી રહે અને એના માટે આટલા કામ જરૂરી થાવા જોઈએ

૧ **શ્રી આત્માનંદ જૈન સભા**

૨ **શ્રી આત્મસંવત્**

૩ **શ્રી આત્માનાનંદ જૈન પાઠશાળા**

૪ **શ્રી આત્માનંદ ભુવન** ( સમાધિ મંદિર )

૫ **શ્રી આત્માનંદ જૈન કૉલેજ.**

આ સઘળી વાતો **વલ્લભવિ૦**ના ગળે ઉતરી કારણ કે એઓ શ્રીઆચાર્યદેવની સેવામા પોતાની દીક્ષાથી માંડીને શ્રીઆચાર્યદેવના અંતિમ શ્વાસોશ્વાસ સુધી પાસેના પાસે રહેલ, જેથી **લુધીઆનામાં** શ્રીગુરૂદેવના મુખથી નીકળેલ **સરસ્વતીમંદિરની** ભાવના પોતે કાનોકાન સાંભળેલ એટલેજ એવણુની પ્રવૃત્તિ શુરૂથી લઇને આજ સુધી આપણે કેળવણીના ક્ષેત્રમાજ વધારે જોઇ રહ્યા છીએ એ **વલ્લભવિ૦** એજ આજના **વિજયવલ્લભસૂરિ** તરીકે ઓળખાય છે શ્રી મહારાજ સાહેબના સ્વર્ગવાસ પછી ધીરે ધીરે પણ શ્રીમહારાજસાહેબના મિશનને જો શ્રીઆચાર્યદેવના આખા સંઘાડામા કોઇએ પણ પ્રગતિમય બનાવ્યુ હોય તો તે આ એકજ વ્યક્તિ છે અને એમા કાઇ નવાઇ પણ નથી જ્યારે પ્રસંગે પ્રસંગે પંજાબના શ્રીસંઘનો પ્રશ્ન શ્રીઆચાર્યદેવને થતો હતો કે **गुरुदेव ! आपके बाद पंजाबको संभालनेवाला भी कोई तैयार किया है ? जवाबमे यही एक प्रतिध्वनि उछलती थी की " हमारे पीछे वल्लभ पजाबको संभालेगा "**

જેના પ્રતિ ખાસ ગુરૂદેવનો આટલો વિશ્વાસ હોય તે વ્યક્તિ પોતાની ફરજ બજાવે જરૂર બજાવે, અને એજ ગુરૂવચનને માન આપી પોતે અન્યાન્ય સ્થળોમા વિચરતા પણ **પંજાબને** વિસારતા નથી

શ્રીઆચાર્યદેવના સ્વર્ગવાસ પછી જે જે ક્ષેત્રોમા દહેરાસરો કે પાઠશાળાઓ કે સભાઓ વગેરે હયાતીમા આવેલ છે તેની નોંધ લેવી પણ આ સ્થળે યોગ્ય જણાય છે

**૧ લુધીઆના, ૨ જંડિયાલાગુરૂ, ૩ સમાના, ૪ લાહોર, ૫ મીયાણી, ૬ વેરોવાલ, ૭ રોપડ, ૮ જલંધરસીટી, ૯ જંબુશહેર, ૧૦ બીનોલી** (જીલ્લા મેરઠ), **૧૧ મુલતાન, ૧૨ નારોવાલ, ૧૩ જેજો, ૧૪ ઉરમડાં,** આટલા શહેરોમા શ્રીજિનાલય તૈયાર થઇ તેની પ્રતિષ્ઠા થઇ ગઇ છે **જંડીયાલાગુરૂ** અને **બીનોલીમાં** તો **અંજનશલાકા** પણ **થઇ** હતી

૧ **બડૌત**, ૨ **સીહોર, ૩ સુનામ,** ૪ **કસુર,** ૫ **ખાનગાડોગરાં,** ૬ અને **જેહલમ** શ્રીમંદિરજી તૈયાર થયેલ છે પ્રતિષ્ઠા બાકી છે

બીજા કેટલાક સ્થળે શ્રી મંદિરજી થવાની વકી છે

**૧ ગુજરાંવાલા, ૨ પપનાખાં, ૩ રામનગર, ૪ કીલા દીદારસીંગ, ૫ કીલા શોભાસીંગ, ૬ પીંડદાદનખાં,** આ ૭ સ્થળે સ્વર્ગસ્થ શ્રીઆચાર્યમહારાજના ગુરૂદેવ **શ્રીબુદ્ધિવિજયજી (બુટ્ટેરાયજી)** મહારાજના ઉપદેશથી અને પ્રયાસથી શ્રીજિનમંદિર તૈયાર થએલા છે

**૧ શ્રીહસ્તિનાપુર, ૨ મેરઠ, ૩ દીલ્હી,** પ્રથમથીજ હતા અને છે.

**૧ જમ્નુ, ૨ ડેરાગાજીમાં,** મા પછીથી પ્રતિષ્ઠા અને દેહરાસર થયા **દીલ્હીમાં ત્રણ, લુધીઆનામાં** બે, **માલેરકોટલામાં** બે **જડીઆલાગુરૂમાં** બે, અને **હુશીઆરપુરમાં** બે. એ રીતે ઘરદેહરાસર વગેરે મળી પચાસથી પચાવનની ગણતરી આવી શકે છે

**શ્રી આત્માનંદ જૈનસભા–અંબાલા** શહેરથી લઇને **જંબુ** શહેર અને યાવત્ **મુલતાન** સુધી દરેક મોટા શહેરોમા **સભા** કાયમ થઇ છે **સર્વ** સભાઓનુ સમજો કે આખા **શ્રી જૈનશ્વેતાંબર સંઘ પંજાબનુ** કેન્દ્રસ્થાન તરીકે શ્રી**આત્માનંદ** જૈન **મહાસભા પંજાબના** નામે પ્રસિદ્ધ છે, જેની હેડ ઓફીસ આજકાલ **અંબાલાસીટીમા** છે, એટલે **મહાસભાનું** દફતર **અંબાલા સીટીમાં** છે **પંજાબના** શ્રીશ્વેતાંબર **જૈનસંઘનુ** સંગઠિતકાર્ય આ સભા મારફતે કરવામા આવે છે દરવર્ષે જુદા જુદા સ્થળે **મહાસભાનું** અધિવેશન ભરવામા આવે છે. આ **મહાસભાને પંજાબ શ્રીશ્વેતાંબર** જૈન **પ્રાંતિક કોન્ફ્રેન્સ** તરીકે સમજવામા આવે તો કાંઇ વાંધા જેવુ નથી

૨ **શ્રીઆત્મસંવત્ પંજાબમાં** સર્વત્ર આપણા શ્વેતાંબર **જૈનસમાજમા** પ્રથમથીજ શુરૂ કરવામા આવેલ છે જે આજે **આત્મસંવત્ ૩૯** કહેવાય છે ( જેઠ શુદિ આઠમે આ સંવત્ બદલાય છે એ હિસાબે ૧૯૯૧ ના જેઠ શુદિ ૮ તા ૯ જૂન ૧૯૩૫ ના દિવસે **આત્મસંવત્** ૩૯ પૂરા થઇ ૪૦ ની શરૂઆત થશે )

આ પ્રથાને અનુસારેજ બીજાઓએ પોતપોતાના માનેલ ગુરૂઓના સંવત્નુ અનુકરણ કરેલ છે.

દરવર્ષે જેઠ શુદિ આઠમને દિવસે આચાર્યદેવની જયંતી (સ્વર્ગારોહણ મહોત્સવ) ઠેકાણે ઠેકાણે મનાવવામા આવે છે

૩ **પંજાબમાં** પ્રાય દરેક શહેરમા **શ્રીઆત્માનંદ જૈન સભાની** જેમ **શ્રીઆત્માનંદ જૈન પાઠશાળા** સ્થપાઇ છે જેમા **અંબાલા શહેરમાં** પાઠશાળાથી વધીને **હાઇસ્કૂલ** થઇ ગઇ છે અને **કોલેજને** માટે વિચારણા ચાલે છે **ગુજરાંવાલામાં** સ્વતંત્ર **શ્રીઆત્માનંદ જૈનગુરૂકુલ** ચાલે છે

૪ **શ્રી આત્માનંદ જૈનભુવન (સમાધિમંદિર) ગુજરાંવાલામાં** જ્યા ગુરૂદેવનું સ્વર્ગારોપણ થયેલ તેજ શહેરમા વાકુજ ભવ્ય દર્શનીય તૈયાર થયેલ છે એ ઉપરાંત ઘણે ઠેકાણે શ્રીઆચાર્ય દેવની મૂર્તિ તથા પાદુકા પધરાવવામા આવેલ છે

**પંજાબમાં હુશીઆરપુર** શહેરમા **શ્રીવાસુપૂજ્યસ્વામીના** સ્વર્ણમંદિરમા એક પાસે શ્રી આચાર્યદેવની શરીરપ્રમાણ ભવ્ય પ્રતિમા દર્શન કરવા યોગ્ય છે **શ્રીસિદ્ધાચલજી** તીર્થ ઉપર **શ્રીવિમલવશીદાદાની** ટુંકમા જમણી બાજુ ભવ્ય દેરીમા પણ આપની મૂર્તિના યાત્રાળુઓને દર્શન થાય છે

**ભાવનગરમાં શ્રીઆત્માનંદ ભુવનના** નામે ઘણુ મોટુ ભવ્ય મકાન છે, જેમાં **શ્રી આત્માનંદ જૈન સભા** તેમજ **શ્રી જૈન આત્માનંદ લાઇબ્રેરી** છે

દરવર્ષે **ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાના** મેમ્બરો એ જ ભુવનમા તેમજ **પાલીતાણા શ્રીસિદ્ધાચલજી તીર્થ** ઉપર શ્રીઆચાર્યદેવની જયંતી ઉજવે છે જેઠ શુદિ સાતમને દિવસે **ભાવનગરમાં** અને જેઠ સુદિ આઠમને દિવસે **સિદ્ધાચળજી. શ્રીગિરનારજી તીર્થ**ઉપર પણ આચાર્યદેવની દેહરી અને પ્રતિમા છે, તેમજ **જુનાગઢ** શહેરમા **જૈનધર્મ**-શાળામા **શ્રીઆત્માનંદ જૈન લાયબ્રેરી** ચાલે છે

**પુના** શહેર વેતાલપેઠમા મોટા દેરાસરની પાસે **શ્રીઆત્માનંદ જૈન લાયબ્રેરી** લોકોને આનંદ પમાડે છે **પંજાબમાં અંબાલા** શહેરમા **શ્રીઆત્માનંદ જૈન લાયબ્રેરી, શ્રીઆત્માનંદ જૈન સભા,** શ્રીઆત્માનંદ જૈન ગંજ, **શ્રીઆત્માનંદ જૈનહાઇસ્કૂલ** જોવાથી આનંદ ઉભરી આવે છે **અમૃતસર પંજાબમાં** પણ **શ્રીઆત્માનંદ જૈન લાયબ્રેરી** છે. એ રીતે નાના-મોટા ઘણા સ્થળોએ કોઇ જગ્યાએ નાના પાયા ઉપર તો કોઇ જગાએ મોટા પાયા ઉપર લાયબ્રેરી અથવા જ્ઞાનભંડાર પંજાબમા જોવામા આવે છે જેમા ખાસ કરીને **અંબાલા-સીટી, લુધીઆના, હુશીઆરપુર,** જંડિયાલાગુરૂ, **જીરા, પટ્ટી,** લાહોર અને **ગુજરાં-વાલામાં** શ્રીઆચાર્યદેવના સંગ્રહિત અને પાછળથી તેમા વૃદ્ધિ પામેલ પુસ્તકસંગ્રહ ( જ્ઞાન ભંડાર ) સુરક્ષિત છે

મારવાડ **સાદડીમાં શ્રી આત્મવલ્લભ જૈન લાયબ્રેરી** અને **શ્રીઆત્માનંદ જૈન વિદ્યાલય** હયાતી ભોગવે છે **કાઠિયાવાડ વેરાવળમાં શ્રીઆત્માનંદ જૈન ઔષધાલય** લોકોને આનંદ આપી રહ્યુ છે **અમદાવાદ, સુરત, વડોદરા,** પાટણ આદિ **ગુજરાતનાં** ઘણા શહેરોમા પણ આપની મૂર્તિ સ્થાપન થયેલી આનંદ આપે છે એ રીતે આપની અનેકવિધ યાદગાર આપની ઉપકાર વૃત્તિની નિશાના સ્થળે સ્થળે જોવામા આવે છે ખાસ કરીને **ભાવનગરની શ્રીજૈન આત્માનંદ સભાએ** અને **શ્રીઆત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ આગ્રા** તથા **આત્માનંદ જૈન ટ્રેકટસોસાયટી અંબાલાસીટીએ** સાહિત્ય પ્રકાશનમા અગ્રભાગ લીધો છે.

પૂજ્યપાદ આચાર્ય શ્રી **વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજના પ્રભાવિક ઉપદેશથી ઘણા સ્થાનોમા આદર્શ સંસ્થાઓ સ્થાપન થએલ છે આ સ્થાને કેટલાક નામો ઉપર આવી ગયા છે, બાકી રહેલ નામો મોટી મોટી સંસ્થાઓના જ લખવા યોગ્ય ધારી લખુ છુ

**શ્રી મહાવીર જૈન વિદ્યાલય—મુંબઈ**

**શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય—વરકાણા ( મારવાડ )**

**શ્રી પાર્શ્વનાથ ઉમેદ જૈન બાલાશ્રમ—ઉમેદપુર ( મારવાડ )**

**શ્રી પાલનપુર જૈન બોર્ડીંગ—પાલનપુર.**

**શ્રી આત્મવલ્લભ કેળવણી ફંડ ,,**

આ ઉપરાત આપના ઉપદેશથી **જુનાગઢ બોર્ડીંગને** લાખો રૂપિયાની મદદ મળી છે.

આચાર્ય **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી**ના પ્રયાસથી અને મહેનતથી **જૈન આત્માનંદ શતાબ્દિ** ઉજવવાનુ નક્કી થએલ છે એ પ્રસંગે એક ફંડ—**જૈન આત્માનંદ શતાબ્દિ ફંડનો આરંભ કરવામાં આવ્યો છે** આપની દીર્ઘદ્રષ્ટિથી અને આદર્શ વિચારથી આ ફંડમા વધુમા

વધુ રકમ ૧૦૧) એકસો ને એક, એક વ્યક્તિ દીઠ લેવામાં આવશે એવું નક્કી કર્યું છે. આ ફંડમાંથી **જૈન તત્ત્વોનો, પ્રાચીન ઇતિહાસનો, પ્રાચીન શોધખોળનો** અને જેના નામનું આ ફંડ છે તેમના રચેલા બહુમૂલ્ય વિદ્વદ્‌માન્ય **ગ્રંથોનો** વિશ્વમાં ફેલાવો કરવાનો મુખ્ય **ઉદ્દેશ** રાખ્યો છે

તેમજ આચાર્ય **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજના હુકમથી અને પૂજ્યપાદ **પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી** મહારાજની સલાહથી **શ્રી જૈન આત્માનંદ શતાબ્દિ સીરીઝનો** આરંભ થોડા સમયથી કરવામાં આવ્યો છે હાલ તુરતમાં **वीतरागस्तोत्र** અને **प्राकृतव्याकरण** એમ બે પુસ્તકોનું પ્રકાશન **ભાવનગર શ્રી આત્માનંદ જૈન સભા**દ્વારા થઇ ગયું છે

આ પ્રમાણે અંતિમ ગુરૂવાક્ય "**पंजाब वल्लभ संभालशे**" એવી ગુરૂઆજ્ઞાને શિરોધાર્ય કરી સ્વર્ગસ્થ **શ્રી આત્મારામજી** મહારાજના શુભ નામને જેટલું રોશન સંસારમાં **આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી** મહારાજે કર્યું છે તેટલું બીજા કોઈએ કર્યું હોય એમ હું માનતો નથી ગુરૂ આજ્ઞાપાલક, ગુરૂની અંતિમ ભાવનાને સફળ કરનાર, પોતાના જીવનમાં જીવનસૂત્ર બનાવનાર અને ગુરૂના પુનિત પગલે ચાલનાર **આચાર્યશ્રીજીએ** સ્વર્ગીય ગુરૂદેવની "**સરસ્વતી મંદિર**"ની અંતિમ ભાવના સેંકડો કષ્ટો સહી, અનેક લોકવાદ સહીને પણ **પૂર્ણ** કરી છે એ **જૈન** સમાજથી **અજાણ્યું** નથી ધન્ય છે આવા અખંડ આજ્ઞાધારી **આચાર્યદેવને**! ધન્ય છે આવા નિર્મોહી **સત્યવક્તા** નીડર ઉપદેષ્ટાને! ધન્ય છે આવા **સમાજની** નાડને **તપાસનારને** અને **સમાજનો** અને ધર્મનો અભ્યુદય ઇચ્છનાર વીરવ્રતધારીને! શાસનદેવ મળેલા સ્વર્ગીય ગુરૂદેવના વારસાને સફળ કરનાર મહાયોગી **આચાર્યશ્રીને** દીર્ઘાયુષી બનાવે અને **આચાર્ય** મહોદયના વરદ હસ્તે સકલ **જૈન** સમાજ **સરસ્વતી દેવીની**–શિક્ષણ–જ્ઞાનની ઉપાસના કરનાર બને!! એજ અંતિમ આશા રાખી વિરમું છું

| | |
|---|---|
| ૧૯૯૧ વૈશાક શુદિ ૩ તા ૫-૫-૩૫ | **ચરણવિજય** |
| વીર સં. ૨૪૬૧ આત્મસંવત્ ૩૯ | ઘાટકોપર—**જૈન** ઉપાશ્રય |